. પં. શ્રી રત્નચંદ્રજી સ્મારક ગ્રન્થમાળા પુષ્પ : ૭ મું

## જૈન-દર્શનમાં

# શ્વેતામ્બર તેરા-પંથ



પ્રાપ્તિસ્થાન :—
તાવધાની પં. શ્રી રત્નચંદ્રજી જૈન જ્ઞાનમંદિર
વઢવાણ કેમ્પ. (કાઠીયાવાડ)

જૈન દર્શનમાં

# 'શ્વેતામ્બર તેરાપંથ'



મૂળ હિંદીમાં સંપાદક:

પંડિત શંકરપ્રસાદજી દીક્ષિત



ગુજરાતી અનુવાદક:

જીવનલાલ છગનલાલ સંઘવી



પ્રાપ્તિસ્થાન:

શતાવધાની પં.: શ્રી રત્નચંદ્રજી જૈન જ્ઞાન મંદિર

વઢવાણ કેમ્પ (કાઠીયાવાડ)

કિંમત એક રૂપિયો.

પ્રકાશક

શતાવધાની પં. શ્રી રત્નચંદ્રજી જૈન
જ્ઞાનમંદિર, વઢવાણ કેમ્પ તરફથી
જીવનલાલ છગનલાલ સંઘવી
પંચભાઈની પોળ, અમદાવાદ.

પ્રાપ્તિસ્થાનઃ






પ્રથમાવૃત્તિ નકલ ૧૦૦૦
ઈ. સ ૧૯૪૮ વિ. સં. ૨૦૦૪

કિંમત રૂ. ૧-૦-૦

મુદ્રક :
મણીલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ
ઘીકાંટા રોડ, અમદાવાદ.

[ સંપાદક અને પ્રકાશકનું ]

# નિવેદન

[ હિંદી પરથી અનુવાદિત ]

તેરાપંથી સંપ્રદાયના સિદ્ધાંત અને તેરાપંથી સંપ્રદાયની માન્યતા, એ જૈન સિદ્ધાન્તો અને જૈન માન્યતાઓથી કેટલાં વિપરીત જાય છે, તે અમે આ પુસ્તકમાં સંક્ષેપમાં બતાવ્યાં છે. તેરાપંથી સંપ્રદાયની માન્યતાઓ માત્ર જૈન માન્યતાઓથી જ વિરુદ્ધ નથી, પરન્તુ જગતના સર્વ ધર્મોની માન્યતાઓથી પણ વિરુદ્ધ છે અને આત્માની વિરુદ્ધ પણ છે. લગભગ સઘળાયે ધર્મોનું એવું કથન છે કે—

**आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ।**

અર્થાત્—જે પોતાના આત્માથી પ્રતિકૂળ હોય, જેથી પોતાના આત્માને ખરાબ લાગે, એવો વ્યવહાર બીજાઓની સાથે કદી પણ ન કરો.

આનો સ્પષ્ટ અર્થ એ થયો કે, તમે તમારા પોતાના માટે જેવો વ્યવહાર ઇચ્છો છો તેવો જ વ્યવહાર તમે બીજાઓની સાથે કરો. આ અનુસાર જો આપણે આગમાં બળતા હોઇએ, પાણીમાં ડૂબતા હોઇએ અથવા કોઇ વ્યક્તિ વડે આપણે મરી જતા હોઇએ, કષ્ટ પામતા હોઇએ, તો તે વખતે આપણે એમ જ ઇચ્છીયે છીએ કે, કોઇ આપણને બચાવે, આપણા પ્રાણોની રક્ષા કરે, આપણને દુઃખથી મુક્ત કરે. જો આપણે ભૂખ્યા હોઇએ તો એમ જ ઇચ્છીએ છીએ કે કોઇ આપણને ભોજન આપે. જો આપણે તરસ્યા હોઇએ તો એજ ઇચ્છીએ છીએ કે કોઇ આપણને પાણી પીવડાવે. જો આપણે બીમાર હોઇએ તો એ જ ઇચ્છીએ છીએ કે, કોઇ અમને રોગથી મુક્ત કરે. એટલા માટે આપણું પણ એ કર્તવ્ય થઇ પડે છે કે,

આપણે પણ કોઇ મરતા, દુઃખ ભોગવતા, ભૂખ્યા, તરસ્યા કે બીમાર માણસો પ્રત્યે એવો જ વ્યવહાર રાખીએ. આ કર્તવ્યનું પાલન કરવું એ આત્માના સ્વાભાવિક ધર્મનું પાલન કરવા સમાન છે. પરન્તુ તેરાપંથી સંપ્રદાયની માન્યતાઓ આત્માના આ સ્વાભાવિક ધર્મને પણ નષ્ટ કરે છે અને આમાં પણ પાપ બતાવે છે, પ્રકારાન્તરથી માનવતાનો જ નાશ કરે છે.

પોતાની માન્યતાઓને તેરાપંથી લોકો પણ જૈન શાસ્ત્રાનુસાર જ બતાવે છે, પરન્તુ એ અમે આગળના પ્રકરણોમાં બતાવીશું કે, તેરાપંથીની માન્યતાઓ જૈન શાસ્ત્રાનુસાર નથી, પરંતુ જૈન શાસ્ત્રના નામ પર કલંક લગાડનાર છે. આ બાબત શ્રાવકો જાણી ન જાય, શ્રાવકો શાસ્ત્રમાંની આવી બાબતો જાણી ન શકે તે હેતુથી તેરાપંથી સાધુઓએ 'શ્રાવકોએ સૂત્ર વાંચવું તેને જિનાજ્ઞાની બહાર' બતાવેલ છે અને જિનાજ્ઞાની બહારનાં સઘળાં યે કાર્યોને તેઓ પાપ જ માને છે. આ પ્રમાણે તેરાપંથી સાધુઓ સૂત્ર વાંચવું તેને પાપ કહે છે. આમ બતાવવા માટે તેરાપંથના સૈદ્ધાન્તિક ગ્રન્થ–'ભ્રમ વિધ્વંસન' માં 'સૂત્ર પઠનાધિકાર' નામનો એક પૂરો અધ્યાય જ આપવામાં આવ્યો છે. તેરાપંથીઓએ માત્ર પોતાની માન્યતાઓનાં અસત્યથી શ્રાવકોને અજ્ઞાત રાખવા માટે જ આમ કરેલ છે. 'શ્રાવકોને માટે ધર્મ શાસ્ત્રનું પઠન એ પાપ છે.' એવો તેરાપંથીઓનો આ સિદ્ધાન્ત સમસ્ત ધર્મો, સંપ્રદાયો અથવા મજહબોથી વિરુદ્ધ છે. આ સંબંધમાં તેરાપંથીઓએ આપેલાં પ્રમાણો, તર્કો વગેરે બિલ્કુલ ખોટાં છે, એટલા માટે અમે તેની આલોચના અથવા તેનું ખંડન કરવાનું જરૂરી નથી માન્યું. તેરાપંથી સાધુઓનો શ્રાવકોને માટે સૂત્ર પઠનનો નિષેધ, એટલું તો સ્પષ્ટ કરે જ છે કે, તેરાપંથી સાધુઓ પોતાના સિદ્ધાંતો અને પોતાની માન્યતાઓને અંધશ્રદ્ધાના આધારે મનાવવા માગે છે. ખેર

અમને તેરાપંથી લોકો સાથે કોઈ પ્રકારનો દ્વેષ નથી. જગત્માં લાખો સાધુઓ ગૃહસ્થોના આશ્રયે નિર્વાહ ચલાવે છે, તેવી જ રીતે તેરાપંથી સાધુઓ પણ કરે તેમાં અમને શી હરકત હોય! આમ છતાં પણ અમારે તેમના વિરુદ્ધમાં જે કાંઇ લખવું પડયું છે, તેમના સિદ્ધાન્તોની જે આલોચના કરવી પડી છે, તેમની માન્યતાઓનું જે ખંડન કરવું પડયું છે, તે કેવળ આ કર્તવ્યને આધિન થઇને કે, તેરાપંથી સાધુ પોતાના સિદ્ધાન્તો પવિત્ર જૈન ધર્મના નામથી લોકોને બતાવે છે, માટે જૈન ધર્મના નામ પર લાગતા કલંકને ટાળવાનો પ્રયત્ન કરવો એ અમારું સામાન્ય કર્તવ્ય થઇ પડે છે. આ પુસ્તક પ્રકટ કરવાનો હેતુ પણ એ છે કે, અમારા પ્રયત્ન દ્વારા લોકો તેરાપંથીના ભ્રામક સિદ્ધાન્તોથી પરિચિત બને, તેમજ તેરાપંથી સાધુઓના કુતર્કો રૂપ ચક્રોથી બચે. બાકી તેમના વ્યક્તિત્વ સાથે તો અમારે મૈત્રી જ છે. કિં બહુના!

✿

# પ્રકાશકનું નિવેદન

આજથી પાંચ વર્ષ પહેલાં 'જૈન દર્શનમાં શ્વેતામ્બર તેરહ પંથ' નામનું પ્રકટ થયેલું હિંદી પુસ્તક અમારા વાંચવામાં આવ્યું. આ વખતે કાઠીયાવાડમાં તેરાપંથી સાધુઓ વિચરતા હતા અને પોતાના મતનો પ્રચાર કરતા હતા, પરન્તુ તે અરસામાં રાજકોટમાં સ્થપાયેલી શ્રી. કાઠીયાવાડ શ્વે. સ્થાનકવાસી જૈન સંઘ સમીતીએ પત્રિકાઓ અને પેમ્ફલેટો દ્વારા સ્થા. જૈન જનતાને તેરાપંથીના ભ્રામક સિદ્ધાન્તોથી ચેતવી; પરિણામે જૈન જનતા થોડીક જાગૃત થઈ અને તેરાપંથી સાધુઓ, પોતે કાઠીયાવાડમાં હવે વધુ ફાવશે નહિ એમ માની પોતાના થલી, મારવાડ આદિ પ્રદેશમાં ચાલ્યા ગયા.

પાંચ વર્ષના લાંબા કાળ પછી પુનઃ તે તેરાપંથી સાધુઓ કાઠીયાવાડમાં આવ્યા અને ગયે વર્ષે જ તેમણે કાઠીયાવાડના ચુડા ગામમાં ચાતુર્માસ કર્યું અને તેમના આ પ્રયાસથી શ્રી સંઘમાં બે પક્ષ પડયા, પરિણામે ફરીથી કાઠીયાવાડની જનતા જાગૃત થઈ અને ચુડા મુકામે કાઠીયાવાડના સંઘોનું સંમેલન મેળવી તેઓએ 'શ્રી સ્થા. જૈન ધર્મ સંરક્ષક સમીતી' સ્થાપીને સ્થા. જૈન ધર્મના સાચા સિદ્ધાન્તોનો પ્રચાર કરવાનું કાર્ય આરંભ્યું.

અમને પણ એમ લાગ્યું કે સ્થાયી પુસ્તકો દ્વારા જો આવું પ્રચારકાર્ય કરવામાં આવે તો જનતાને કાયમને માટે લાભ થાય અને જનતા જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે તેરાપંથીઓના ભ્રામક સિદ્ધાન્તો આવા પુસ્તકો દ્વારા જાણી શકે; એ હેતુથી આ પુસ્તક હિંદીમાંથી ગૂજરાતી ભાષામાં પ્રકટ કરવાનું અમે યોગ્ય ધારીએ છીએ. અને તે સાથે આશા રાખીયે છીએ કે ગૂર્જરભાષા ભાષી જનતા આનો પૂરો લાભ ઉઠાવશે અને તેરાપંથીઓને તેમના ખોટા સિદ્ધાન્તોથી મહાત કરી, પોતાની માન્યતામાં મજબુત બનશે.

આ પુસ્તક હિંદી ભાષામાં 'પૂજ્ય શ્રી હુકમીચંદજી મ. ની સંપ્રદાયના શ્રી હિતેચ્છુ શ્રાવક મંડળ–રતલામ' તરફથી પ્રકટ થયું છે તેનું અક્ષરશઃ ભાષાંતર આપવામાં આવ્યું છે. તે માટે હિંદી પુસ્તકની આ પ્રકાશન સંસ્થાનો અમે સહૃદય આભાર માનીયે છીએ.

આ પુસ્તકના અંતમાં આપેલા 'પરિશિષ્ટ' વિભાગમાં એક વધુ પરિશિષ્ટ (નં. ૪) અમે ઉમેરેલ છે, તેમજ પરિશિષ્ટમાં પણ કેટલીક સંદિગ્ધ બાબતો આવેલી હોવાથી તે કાઢી નાખવામાં આવી છે ઉપરોક્ત પરિશિષ્ટ વિભાગના લેખકોનો અને મૂળ હિંદી પુસ્તકના સંપાદક–પ્રકાશકનો અમે અહિંયા પુનઃ આભાર માનીયે છીએ.

વઢવાણ કેમ્પ

તા. ૫–૫–૧૯૪૮



ન્યાલચંદ અંબાવીદાસ લડીયાળી

ઑ. સેક્રેટરી, શતા. પં. શ્રી રત્નચંદ્રજી જૈન જ્ઞાનમંદિર.

# વિષય સૂચિ

॥ શ્રી ॥

# જૈન દર્શનમાં

# શ્વેતામ્બર તેરાપંથ



## મંગલાચરણ

**जयइ जगजीवजोणि, वियाणओ जगगुरु जगाणंदो ।**
**जगणाहो, जगबन्धु, जयइ जगप्पियामहो भयवं ॥ १ ॥**

**ભાવાર્થ:**—પંચાસ્તીકાયાત્મક લોકવર્તી જીવોની ઉત્પત્તિના સ્થાનને જાણનાર, જગદ્ગુરૂ, જગતને આનંદ આપનાર, ત્રણ જગતના નાથ, પ્રાણી માત્રના બન્ધુ અને જગતના પિતામહ અર્થાત્ પ્રાણીઓનું જે રક્ષણ કરે છે તે ધર્મ તે પ્રાણીઓનો પિતા છે અને તે ધર્મને પણ ભગવાન તીર્થંકર પ્રકટ કરે છે, એટલા માટે પ્રભુ આ જગતના પિતામહ છે. જેઓ સમગ્ર જ્ઞાનાદિ ગુણોથી યુક્ત છે એવા ભગવાન મહાવીર સદા જયવંત હો અને તેમનું શાસન પણ સદા જયવંત હો.

આ અનાદિ અનંત સંસાર-સાગરમાં પરિભ્રમણ કરતાં ભવ્ય પ્રાણીઓના કલ્યાણાર્થે અનંત ભાવ દયાથી જેમનો આત્મા પરિપૂર્ણ

છે, એવા ભગવાન મહાવીરે મોક્ષમાર્ગનું વિધાન કરતાં સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન અને સમ્યક્ ચારિત્રની આરાધના કરવાનો ઉપદેશ આપ્યો છે, પરંતુ ભગવાન મહાવીર સર્વજ્ઞ હોવાથી, સંસારી જીવોમાં ક્ષયોપશમની વિચિત્રતા જાણી, જ્ઞાન-દર્શનની આરાધનામાં, સાધુ અને શ્રાવકના ભેદ ન પાડતાં તથા ચારિત્ર આરાધનામાં સાધુ અને શ્રાવકોના ભેદ બતાવીને પાત્રાનુસાર, સાધુ તથા શ્રાવકના આચરણમાં પૃથક્ પૃથક્ વિધાનો કર્યાં છે. જેમકે:—

"धम्मे दुविहे पनत्ते तंजहा-आगार धम्मे चेव-अणगार धम्मे चेव" श्री स्थानांगसूत्र द्वितीय स्थान.

અર્થ:—ધર્મ બે પ્રકારનો પ્રરૂપ્યો છે. આગાર અથવા ગૃહસ્થે આચરવા યોગ્ય ધર્મ. અને અણગાર અથવા ગૃહત્યાગી સાધુએ આચરવા યોગ્ય ધર્મ. બંને ધર્મોની વિશિષ્ટ વ્યાખ્યા કરતા, આગાર ધર્મ બાર પ્રકારનો અને અણગાર ધર્મ પાંચ પ્રકારનો બતાવ્યો છે. બંનેના કલ્પ, સ્થિતિ અને મર્યાદા જુદી જુદી કાયમ કરવામાં આવી છે, તે તે મર્યાદાઓમાં રહીને ક્રિયા અનુષ્ઠાનનું આસેવન કરે તો તેઓ બંનેય પોતપોતાના ધર્મના આરાધક બને છે; પરન્તુ મર્યાદાનું ઉલ્લંઘન કરીને આસેવના કરે, ક્રિયા-અનુષ્ઠાન કરે તો તેઓ આરાધનાને બદલે વિરાધના કરી બેસે છે, પરન્તુ આશ્ચર્ય એ છે કે, એજ ભગવાનના શાસનમાં પોતાને માનનાર જૈન શ્વે. તેરાપંથી લોકો-ગૃહસ્થ અને સાધુનો આચરણ રૂપ ધર્મ એક જ બતાવે છે અને કહે છે કે—

'જે કામ સાધુ ન કરે તે કામ શ્રાવકને માટે પણ કરવા યોગ્ય નથી. જો તે કરે છે તો પાપ કરે છે.' કહે છે કે—

જે અનુકંપા સાધુ કરે, તો નવા ન બાંધે કર્મ,
તિણ માંહિલી શ્રાવક કરે, તો તિણને પિણ હોસી ધર્મ.

સાધુ શ્રાવક દોનાં તણી, એક અનુકંપા જાન,
અમૃત સહુને સારિખો, કિણુરી મ કરો તાણ.

(અનુકંપા ઢાળ બીજી)

સાધુ શ્રાવકની એક રીતિ છે, તુમ જોવો સૂત્રરો ન્યાય રે,
દેખો અંતર માંહિ વિચારને, કુડી કાંઇ કરો તાણ રે.

(અનુકંપા ઢાળ ત્રીજી)

આ અને આવાં જ બીજાં કથનો દ્વારા તેરાપંથી લોકો એ સ્થાપવા માગે છે કે સાધુ અને શ્રાવકના એક જ આચાર છે, એક જ અનુકમ્પા છે. એવું ઠરાવીને વળી પાછા તેઓ સાધુના નામે જીવરક્ષા આદિમાં પણ પાપ બતાવે છે, પરંતુ એ સિદ્ધાંત તેમનો બીલકુલ ખોટો છે. જીવરક્ષાદિ કાર્ય શુભ પરિણામો દ્વારા થાય છે. માટે શુભ પરિણામોમાં, કોઇપણ પાપ પ્રવૃત્તિનો બંધ થતો જ નથી. ભગવાન મહાવીરે તો સાધુ અને શ્રાવકના આચરણ રૂપ ધર્મ બે પ્રકારના સ્પષ્ટ પણે બતાવ્યા છે, બંનેના કલ્પ, મર્યાદાઓ તથા પ્રવૃત્તિઓ પણ પૃથક્ પૃથક્ બતાવેલ છે.

અનેક કાર્યો એવાં છે કે જે સાધુ તો કરી શકે છે, જો ન કરે તો સાધુને માટે પાપ ગણાય છે, પરંતુ ગૃહસ્થ કરતા નથી અથવા ગૃહસ્થે ન કરવું તે પાપ મનાતું નથી. આ પ્રમાણે ઘણાંયે કાર્યો એવાં છે કે જે ગૃહસ્થ શ્રાવક તો કરે છે પરન્તુ સાધુ નથી કરી શકતા અને તે કાર્યો ન કરવાથી પણ સાધુને પાપ લાગતું નથી. દૃષ્ટાંત તરીકે–સાધુ જો ભોજન સામગ્રી રાતવાસી રાખે તો તેને પાપ લાગે છે એટલું જ નહિ પણ તેમનાં વ્રતનો ભંગ પણ થાય છે અને સંયમની પણ વિરાધના થાય છે, પરન્તુ ગૃહસ્થ રાખે છે છતાં પણ તેને દોષ લાગતો નથી. એવી જ રીતે ગૃહસ્થ શ્રાવક

ભોજન સમયે જો અતિથિ સંવિભાગની ભાવના નથી ભાવતો તો તેને વ્રત ભંગ રૂપ પાપ લાગે છે, કેમકે આતિથ્ય-સત્કાર કરવો એ ગૃહસ્થ જીવનનો એક સાધારણ પરન્તુ મુખ્ય ધર્મ છે, પરન્તુ સાધુઓ અતિથિ સંવિભાગ કરી શકતા નથી. કારણ કે સાધુ થતી વખતે તેમણે સાંસારિક ભોગોપભોગની સર્વ વસ્તુઓનો ત્યાગ કરી દીધો છે. જે અન્ન વસ્ત્રાદિ ગૃહસ્થને ઘેરથી તેઓ લાવે છે તે તેમના પોતાના માટે અથવા પોતાના સંભોગી સાધુના જીવન નિર્વાહ અર્થે જ લાવે છે. એટલા માટે તેમને બીજાઓને આપવાનો અધિકાર નથી. જો કદાચ તે વસ્તુઓથી તેઓ બીજા અતીથીઓનો સત્કાર કરે તો તેમને વ્રતભંગ રૂપ પાપ લાગે છે. આ પ્રમાણે સાધુ અને શ્રાવકોનું આચરણ એક હોઇ શકતું નથી.

ગૃહસ્થ અને ગૃહત્યાગી, વિરક્ત અને અનુરક્ત બંનેનું આચરણ એક હોવું, ભિન્ન ન હોવું એ કદી સંભવિત નથી. સાધુની કલ્પ-મર્યાદા જુદી છે અને શ્રાવકની જુદી છે. સાધુઓમાં પણ જિન-કલ્પી અને સ્થવિર કલ્પીની આચાર-મર્યાદા એક નહિ પરંતુ ભિન્ન છે. જે વૈયાવચ્ચાદિ કાર્ય સ્થવિર-કલ્પી કરી શકે છે તે જિન કલ્પી નથી કરી શકતા અને જે જિન કલ્પી કરી શકે છે તે સ્થવિર-કલ્પી નથી કરી શકતા; તો પછી સાધુ અને શ્રાવકની સમાનતા કઇ રીતે હોઈ શકે? તેરાપંથી લોકો કહે છે કે, સાધુ અને શ્રાવકની અનુકંપા એક છે અને રીતિ પણ એક છે; પરન્તુ જો બંનેની રીતિ અને કર્તવ્ય એકજ હોય તો સાધુ સુપાત્ર અને શ્રાવક કુપાત્ર કેવી રીતે હોઈ શકે? તે લોકો શ્રાવકને કુપાત્ર કેમ કહે છે? તેઓ પોતાના બંને ગ્રન્થો–' અનુકંપા કી ઢાલેં ' તથા 'ભ્રમ વિધ્વંસન'માં શ્રાવકને કુપાત્ર કહે છે. તેમને જો પૂછવામાં આવે કે, શ્રાવક સુપાત્ર છે કે કુપાત્ર? તો તેરાપંથી લોકો શ્રાવકને સુપાત્ર કદી નહિં કહે. આવી દશામાં સાધુ અને શ્રાવકની એક રીતિ, એક આચાર અને એક

વ્યવહાર કેવી રીતે હોઈ શકે ? ભિન્ન જ રહેશે છે અને ભિન્ન જ રહેશે. ભિન્ન રહેવા છતાં પણ જો પોતપોતાનાં કર્તવ્યનું પાલન કરે તો બંને મોક્ષ માર્ગના પથિક છે.

શ્રાવક સંસાર વ્યવહારમાં રહેતા થકા, સાવધાની પૂર્વક વ્રતોની મર્યાદા સાચવીને, સંસારના સર્વ વ્યવહારોમાં પ્રવૃત્તિ કરી શકે છે, ગૃહ વ્યવસ્થા સંભાળી શકે છે અને આત્મ-આરાધના પણ કરી શકે છે; વિવેક પૂર્વક કાર્ય કરે તો આશ્રવના સ્થાને સંવર પણ નિપજાવી લ્યે છે, પરન્તુ જેઓ સાધુ ધર્મ અંગીકાર કરે છે તેઓ સંસાર છોડીને સંપૂર્ણ નિવૃત્તિ લ્યે છે ત્યારે જ સાધુ ધર્મની આરાધના થઈ શકે છે, અન્યથા નહિં. તેઓ સંસાર વ્યવહારના કોઈ કાર્યમાં ભાગ લઈ શકતા નથી. આ પ્રકારે શ્રાવક ધર્મ અને સાધુ ધર્મની કલ્પ મર્યાદાઓ અલગ અલગ છે. પોતપોતાની કલ્પ-મર્યાદાનુસાર દરેકે પોતાની પ્રવૃત્તિ રાખવી જોઈએ. જેઓ એવી પ્રવૃત્તિ રાખે છે તેઓ પોત પોતાના ધર્મના આરાધક છે.

હવે હું તેરાપંથી આમ્નાયના સિદ્ધાન્તો (માન્યતાઓ)નું સંક્ષેપમાં અહિં દિગ્દર્શન કરાવીને, આગળ પ્રકરણ બદ્ધ તે માન્યતાઓનો તેમજ તેમની દલીલોનો ન્યાયપૂર્વક ઉત્તર આપીશ, અહિં તો સંક્ષેપમાં પૂર્વ પક્ષનું દિગ્દર્શન કરાવવામાં આવે છે.

તેરાપંથીનો એક સિદ્ધાંત એ છે કે, એકેન્દ્રિય, બેઈન્દ્રિય, તેઈન્દ્રિય, ચૌરેન્દ્રિય અને પંચેન્દ્રિય અથવા સંક્ષેપમાં ત્રસ અને સ્થાવર-સઘળા પ્રાણીઓ સમાન છે. માટે એક ત્રસ પ્રાણીની રક્ષા માટે અનેક સ્થાવર પ્રાણીઓની હિંસા શા માટે કરવી ? જેમકે-કોઈને ભોજન આપ્યું અથવા પાણી પાયું, ત્યારે રક્ષા તો એક આત્માની થઈ, પરંતુ આ કાર્યમાં અસંખ્ય અને અનંત સ્થાવર જીવોનો સંહાર થઈ જાય છે, તે પાપ તે જીવ રક્ષા કરનારને લાગશે; એટલું જ નહિ પણ જે જીવ બચ્યો છે તેના જીવનભરના ખાન-

ચાનથી અથવા અન્ય કામોમાં જે હિંસા ત્રસ સ્થાવર જીવોની થશે તે હિંસા પણ તેને જ લાગશે, કે જેણે તેને મરતો બચાવ્યો છે.

બીજો સિદ્ધાન્ત એ છે કે–જે જીવ મરે છે અથવા કષ્ટ ભોગવી રહેલ છે તે પોતાનાં પૂર્વ સંચિત કર્મોનું ફળ ભોગવી રહ્યો છે. તેને મરતો બચાવવો અથવા તેને સહાયતા આપીને કષ્ટમુક્ત કરવો, તે સ્વયં પોતાના ઉપરનું તે કર્મ–ઋણ ચુકાવવાથી તેને વંચિત રાખવા બરાબર છે, કે જે કર્મનું ઋણ તે મરવા અથવા તો કષ્ટ સહેવાના રૂપમાં ભોગવીને ચૂકવી રહ્યો હતો.

ત્રીજી માન્યતા એ છે કે–સાધુ સિવાય જગતના સમસ્ત પ્રાણીઓ કુપાત્ર છે. કુપાત્રને બચાવવા, કુપાત્રને દાન દેવું, કુપાત્રની સેવા–સુશ્રૂષા કરવી એ બધું પાપ છે.

આવીજ દલીલો (માન્યતાઓ)ના આધારે તેરાપંથી લોકો દયા અને દાનને પાપ બતાવે છે; અને આ જ સિદ્ધાન્તોની દૃઢતા માટે તેઓ કહે છે કે—

(૧) ભગવાન મહાવીરે ગૌશાલકને બચાવ્યો, તે તેમની ભૂલ હતી. તેઓ છદ્મસ્થ હતા, એટલા માટે તેમનાથી આ ભૂલ થઇ.

(૨) ભગવાન પાર્શ્વનાથે આગમાં બળતાં નાગ–નાગણીને બચાવ્યાં, તે કાર્ય તેમનું પાપરૂપ હતું.

(૩) હરિણ ગમેષી દેવે દેવકી રાણીના છ પુત્રોને બચાવીને પાપ ઉપાર્જન કર્યું.

(૪) ધારિણી રાણીએ, મેઘકુમાર જ્યારે ગર્ભમાં હતા ત્યારે તેમની રક્ષાને માટે ખાનપાનાદિમાં જે સંયમ કર્યો તે પાપ હતું.

(૫) ભગવાન શ્રી અરિષ્ટનેમિના દર્શન માટે જતી વખતે શ્રીકૃષ્ણ વાસુદેવે એક વૃદ્ધ પુરુષ પર અનુકંપા કરીને તેની ઈંટ ઉપાડી તે પાપનું કાર્ય હતું.

(૬) ભગવાન શ્રી ઋષભદેવે જે સમાજ વ્યવસ્થા કરી, તે કાર્ય પણ પાપ હતું.

(૭) ભગવાન તીર્થંકરોએ આપેલું વાર્ષિકદાન પણ પાપ હતું.

(૮) મહારાજા મેઘરથે કબુતરને બચાવ્યું તે પણ પાપ કાર્ય જ હતું.

(૯) રાજા શ્રેણિકની, જીવહિંસા ન કરવા સંબંધીની 'અમારી પડહ'ની ઘોષણા પણ પાપકારી હતી.

(૧૦) રાજા પ્રદેશીનું દાનશાલા ખોલવાનું કાર્ય પણ પાપ રૂપ હતું.

આ પ્રમાણે તેઓ જૈનશાસ્ત્રની આ બધી બાબતોને પાપ રૂપ ઠરાવે છે કે જે બાબતો જૈનશાસ્ત્રો માટે આદર્શ અને ભૂષણ રૂપ છે. તેરાપંથી સાધુઓએ પોતાનું સુખ, પોતાની સગવડ અને પોતાની રક્ષા માટે તો સઘળા માર્ગો ખૂલ્લા રાખ્યા છે. જેમકે—

(क) વિહાર કરતી વખતે, રસ્તાની સેવાના નામે ગૃહસ્થોને સાથે રાખવા અને તેમાં મહાલાભ બતાવવો.

(ख) ગૃહસ્થ શ્રાવક પોતાની જરૂરિયાત કરતાં વધારે ભોજન બનાવી ભાવનાના નામે આમંત્રણ આપે અને સાધુજનો તેમની સાથે જઈને પૂછ્યા વિના જ લઈ આવે.

(ग) ગૃહસ્થોને સેવામાં રહેવા બાધા આપવી અને તેમને પોતાની સેવામાં રાખવા.

આ બધામાં ધર્મ તેમજ મહાલાભ બતાવ્યો છે, પરંતુ પોતાને સંબંધિત હોય એવાં કાર્યો સિવાયનાં બાકીનાં તમામ કાર્યોને તેઓ પાપ જ બતાવે છે, કોઈ પણ કાર્યમાં તેઓ ધર્મ કે પુણ્ય માનતા નથી.

ઉપર જે દશ બાબતો બતાવી છે તે કાર્યોમાં તેરાપંથી લોકો ધર્મ તથા પુણ્ય માનતા નથી, પણ પાપ જ બતાવે છે. કોઈ તેમને પૂછે કે—તે કાર્યો પાપનાં શા માટે છે? તો કપટ પૂર્વક આડી અવળી

વાતો કરશે અને પ્રશ્નને ઉડાવી દેવાનો પ્રયત્ન કરશે, જેથી તે કાર્યોમાં સ્પષ્ટ પાપ કહેવું ન પડે. તે લોકો પોતાનાં છળ-કપટને માટે પ્રસિદ્ધ જ છે. તેમને દિવસ-રાત એવી વાતો કરવાની શિક્ષા મળતી રહે છે કે જેથી તેઓ બીજાઓને પોતાની જાળમાં ફસાવી લ્યે, પરંતુ પોતે કોઈ વાતની પકડમાં ન આવે. કદાચિત્ કોઇ તેમને કોઇ બાબતમાં પકડી લ્યે તો તે વખતે તેઓ એવું બહાનું રજુ કરશે કે—

(૧) આ બાબત માટે શાસ્ત્રમાં ખૂબ જ જોવું પડશે, વગર જોયે શું કહિયે?

(૨) આજે તો હવે સમય થઇ ગયો છે, માટે પૂરો ઉત્તર નહિ આપી શકું, કેમકે આ બાબતનો જવાબ બહુ લાંબો છે.

સાધારણ માણસને તો તેઓ એવું કહીને છટકી જાય છે, પરંતુ તેઓ જુએ છે કે આ માણસ અમારો પીછો છોડે તેવો નથી, ત્યારે તેઓ તેને હમેશાંને માટે પોતાનો પીછો છોડવાનું કહી દે છે કે, તમે તો અમારી આશાતના કરો છો, તેથી અમે તમારી સાથે વાત નહિં કરીએ.

આ જ ત્રણ માર્ગો કોઇ જાણકારથી પોતાનો પીછો છોડાવવા માટેના હોય છે.

સંક્ષેપમાં, તે લોકોની માન્યતાઓનું દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. હવે આગળના પ્રકરણોમાં તેમની માન્યતાઓનું ઉત્તરપક્ષ કરીને વિશદ રૂપે નિરાકરણ કરીશું.



# ત્રસ અને સ્થાવર જીવો સમાન નથી.



હવે હું તેરાપંથીઓના તે સિદ્ધાન્તો પર પ્રકાશ ફેંકું છું કે જેના આધારે તેરાપંથી લોકો પ્રાણીરક્ષા તથા અનુકંપા કરીને આપવામાં આવેલા દાનમાં પાપ બતાવે છે. અમે એ તો બતાવી ચૂકયાં જ છીએ કે સાધુ અને શ્રાવકના આચારો એક નથી. તેમની બીજી દલીલ એ છે કે, એકેન્દ્રિયથી માંડીને પંચેન્દ્રિય સુધીના જીવો સમાન છે. એટલા માટે એકેન્દ્રિયાદિક જીવોની હિંસા કરીને પંચેન્દ્રિયની રક્ષા કરવી એ ધર્મ કે પુણ્ય કેવી રીતે હોઇ શકે? તેઓ કહે છે કે—

**જીવ મારી જીવ રાખણા, સૂત્ર મેં નહિં હો ભગવંત બયન;**
**ઉંધો પંથ કુગુરૂ ચલાવિયો, શુદ્ધ ન સૂઝે હો ફૂટા અંતર નયન.**

(અનુકંપા ઢાળ ૭ મી)

અર્થાત્—જીવ મારીને જીવની રક્ષા કરવા માટે સૂત્રમાં ભગવાનનું કોઇ વચન નથી, પરંતુ આ ઉલટો માર્ગ કુગુરૂઓનો ચલાવેલો છે કે જેની અભ્યંતર આંખો ફૂટેલી છે અને જેને શુદ્ધ માર્ગ દેખાતો નથી.

**શંકાને માર ધીંગાને પોસે, આ તો બાત દિસે ઘણી ગેરી,**
**ઇણ માંહી દુષ્ટી ધર્મ પ્રરૂપે તો, શંક જીવા રાં ઉઠિયા વૈરી.**

(અનુકંપા ઢાળ ૧૩ મી)

અર્થાત્--ગરીબો (સ્થાવર) ને મારીને, સશક્ત (ત્રસ) નું પોષણ કરવું એ ઘણી જ ખરાબ બાબત છે, પરંતુ ગરીબો (સ્થાવર)ના શત્રુ દુષ્ટ લોકો એવા ઉભા થયા છે કે, આ કાર્યમાં પણ ધર્મ બતાવે છે.

જીવાં ને માર જીવાં ને પોષે તે તો માર્ગ સંસારનો જાણોજી,
તિણ માંહી સાધુ ધર્મ બતાવે તે પૂરા મૂઢ અયાણોજી.
છ કાય રા શસ્ત્ર જીવ અસંયતી,ત્યાંરો જીવણો મરણો ન ચાવેજી,
ત્યાંરો જીવણો મરણો સાધુ ચાવે તો, રાગ દ્વેષ બેહું આવેજી.

( અનુકંપા ઢાળ ૯ મી )

અર્થાત્—એવું કહે છે કે, એકેન્દ્રિય જીવોને મારીને પંચેન્દ્રિય જીવોનું પોષણ કરવું એ સંસારનું પાપપૂર્ણ કાર્ય છે. જો આ જાતના કાર્યને કોઈ સાધુ ધર્મ બતાવે તો તે પૂરો મૂર્ખ અને અજ્ઞાની છે. અવ્રતી જીવ ( સાધુ સિવાયના સંસારી સઘળા જીવો ) છકાયના જીવોને માટે શસ્ત્ર સમાન છે. એટલા માટે અવ્રતીને જીવિત રાખવાની કે મારવાની ઇચ્છા સુદ્ધાં પણ ન કરવી જોઈએ. અવ્રતીનું જીવિત રહેવું કે મરવું જો સાધુ ઇચ્છે તો તેને રાગ અને દ્વેષ બંનેય લાગે છે.×

આ અને આવાંજ બીજાં કથનો દ્વારા તેરાપંથી સાધુઓ એકેન્દ્રિય ( પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિના જીવ ) તથા પંચેન્દ્રિય ( મનુષ્ય, ગાય, હાથી, ઘોડા આદિ ) ને સમાન સિદ્ધ કરે છે. અને કહે છે કે, પંચેન્દ્રિયની રક્ષા કરવામાં એકેન્દ્રિય જીવોની હિંસા થાય છે, માટે રક્ષા કરવી એ પાપ છે. જો પંચેન્દ્રિય જીવ

×એ ન ભૂલવું જોઇએ કે, તેરાપંથી લોકો સાધુ અને ગૃહસ્થનું આચરણ એક બતાવે છે અને એટલા માટે જે કાર્ય સાધુને માટે નિષિદ્ધ છે તે જ ગૃહસ્થ શ્રાવકને માટે પણ નિષિદ્ધ છે, એવો સિદ્ધાન્ત સ્થાપે છે.

 ૨૬૮૮૪

બચેલ છે તેને બચાવતી વખતે પણ એકેન્દ્રિય જીવોની હિંસા થાય છે. અને તે જીવિત રહીને પણ એકેન્દ્રિય જીવ (અન, જળ, વનસ્પતિ, વાયુ આદિ)ની ખાનપાન, શ્વાસોચ્છવાસ દ્વારા હિંસા કરશે, એટલા માટે કોઇ પણ જીવને બચાવવો એ પાપ છે.

તેરાપંથી લોકો એકેન્દ્રિય અને પંચેન્દ્રિયને સમાન બતાવે છે, પરન્તુ ખરીરીતે તેમનું આ કથન અસંગત છે. સ્વયં તેરાપંથી લોકો એકેન્દ્રિય અને પંચેન્દ્રિયને સમાન બતાવતા હોવા છતાં એકેન્દ્રિયની અપેક્ષાએ પંચેન્દ્રિયને મહત્ત્વ આપે છે તથા પંચેન્દ્રિયની રક્ષા અને પંચેન્દ્રિયના હિતને માટે એકેન્દ્રિય જીવોની હિંસા તેઓ પોતે જ કરે છે. ગૃહસ્થને તો માત્ર ત્રસકાયિક હિંસાનો જ ત્યાગ છે. આવો ત્યાગ હોવા છતાં પણ તેઓ પંચેન્દ્રિયના હિત અને પંચેન્દ્રિયની રક્ષા માટે એકેન્દ્રિય જીવોની હિંસા કરે છે, જે બતાવવામાં આવે છે:—

શાસ્ત્રાનુસાર હાથપગના હાલવા માત્રથી વાયુકાયના અસંખ્ય જીવો નાશ પામે છે આ વાત તેરાપંથીઓને પણ સ્વીકાર્ય છે. આમ હોવા છતાં પણ તેઓ પ્રતિલેખન (વસ્ત્ર—પાત્રાદિનું) કરે છે તે શા માટે ? વસ્ત્ર, પાત્રાદિનું પ્રતિલેખન કરીને, તેમાં રહેલા ત્રસકાયના જીવોને જ બચાવવામાં આવે છે કે બીજું કાંઇ ! પ્રતિલેખન કરવાનો હેતુ જ શો છે ? જો ત્રસકાયના જીવોની રક્ષા કરવાનો હેતુ ન હોય તો પ્રતિલેખન જ શા માટે કરવામાં આવે છે અને વાયુકાયના જીવોની વ્યર્થ હિંસા શા માટે કરવામાં આવે છે ? પ્રતિલેખન કરતાં ત્રસજીવોને વસ્ત્રાદિમાંથી અલગ કરવામાં આવે છે. આથી સ્પષ્ટ થાય છે કે, ત્રસજીવોની રક્ષા માટે જ પ્રતિલેખન કરવામાં આવે છે, પરન્તુ પ્રતિલેખન કરવામાં કેટલા વાયુકાયના જીવોની હિંસા થઇ ? ત્યારે તમે અસંખ્ય વાયુકાયના જીવોની હિંસા કરીને થોડાકજ ત્રસજીવોને બચાવ્યા કે બીજું કાંઇ કર્યું ?

જો તેરાપંથી લોકો એમ કહે કે, પ્રતિલેખન કરવું એ અમારૂં ધાર્મિક કર્તવ્ય છે અને આ કૃત્ય બંને સમયે કરવાની ભગવાનની આજ્ઞા છે, એટલા માટે અમારે કરવું પડે છે, તથા તેમાં વાયુકાયના જીવોની જે હિંસા થાય છે તે ક્ષમ્ય અથવા નગણ્ય છે; તો અમે તેમને પૂછીયે છીએ કે, ભગવાનની આજ્ઞા હોવા છતાં પણ, અથવા પ્રતિલેખનના કાર્યની વાયુકાયિક હિંસા નગણ્ય તેમજ ક્ષમ્ય હોવા છતાં પણ વાયુકાયિક જીવોની હિંસા તો થઇ કે નહિં ? અને આ હિંસા ત્રસકાયિક જીવોને બચાવવા માટે જ થઇ ને ! તથા આ પ્રકારે તમે કે ભગવાને વાયુકાયના એકેન્દ્રિય જીવોની અપેક્ષાએ ત્રસકાયના જીવોને મોટા માન્યા કે નહિં ?

તેરાપંથી સાધુ કહે કે, પ્રતિલેખન કરવાનો અમારો ઉદ્દેશ ત્રસકાયના જીવોને બચાવવાનો નથી, પરંતુ અમારાં વસ્ત્ર, પાત્ર અથવા શરીરદ્વારા થનારી હિંસાથી બચવાનું છે.

બહુજ સારૂ, ત્રસજીવોની હિંસાથી બચવાને માટેજ પ્રતિલેખન કરાય છે તે બરાબર છે, પરન્તુ તેથી વાયુકાયના જીવોની હિંસા તો થઇ કે નહિં ? અસંખ્ય વાયુકાયના જીવોની હિંસા કરવાથી જ આપ થોડાક ત્રસજીવોની હિંસાથી આપને બચાવી શકયા ને ? તો પછી એકેન્દ્રિય અને પંચેન્દ્રિય બરાબર કઇ રીતે થયા ?

જો આપની નેશ્રાયમાં વસ્ત્ર-પાત્ર છે, એટલા માટે તે વડે થતી હિંસાનું પાપ આપને લાગી શકે છે અને આપ તે પાપથી બચવાને માટે જ અસંખ્ય વાયુકાયિક જીવોની હિંસા કરો છો અને આપનું પાપ ટાળવા માટે આપે જે જીવને બચાવેલ છે તેના બચવાનું પાપ આપને ન લાગ્યું, તો શું આપ ગૃહસ્થને માટે પણ એમ માનો છો ? માની લ્યો કે, એક ગૃહસ્થે એક કુવો ખોદાવ્યો, તે કુવામાં એક ગાય પડી ગઇ. ગૃહસ્થે તે ગાયને કુવામાંથી કાઢીને પોતાનું પાપ ટાળ્યું અને તેની રક્ષા કરી, તો આપના સિધ્ધાન્તાનુસાર તે ગૃહસ્થને કંઇ

પાપ તો લાગ્યું × નહિ ને ? જો પાપ લાગ્યું, તો આપે પ્રતિલેખન દ્વારા જે જીવોને બચાવ્યા, તે જીવો બચવાથી આપને પાપ શા માટે ન લાગ્યું ?

વળી સાંભળો ! તમે રજોહરણ શા માટે રાખો છો ? પગની નીચે કોઇ ત્રસજીવ આવીને દબાઇ ન જાય, એટલાજ માટે કે કોઇ-બીજા કાર્ય માટે ? પરન્તુ રજોહરણ હલાવવામાં વાયુકાયના જીવોની હિંસા થાય છે કે નહિં ? અસંખ્ય વાયુકાયિક જીવોની હિંસા કરીને તમે માત્ર થોડાકજ ત્રસજીવોને બચાવી શકો છો. આવી સ્થિતિમાં એકેન્દ્રિય જીવોની અપેક્ષાએ ત્રસજીવોનું મહત્ત્વ અધિક રહ્યું કે નહિં ? ત્રસજીવોની રક્ષા માટે એકેન્દ્રિય જીવોની હિંસા કરવામાં આવી કે નહિં ?

---

× સરદાર શહેરમાં સોહનલાલજી બરડિયા નામના એક સજ્જન છે જે કટ્ટર તેરાપંથી શ્રાવક હતા. સન્ ૧૯૨૮–૨૯ની લગભગ, તેઓ પોતાનું એક મકાન બનાવરાવી રહ્યા હતા. મકાન બનાવવા માટે, પાણી ભરવા વાસ્તે તેમણે મકાનની સામે એક હોજ બનાવ્યો હતો. તે હોજમાં પાણી ભરેલું હતું. એક વાછરડી તે હોજમાં પડી ગઇ અને તરફડવા લાગી. સોહનલાલજી પણ ત્યાં આગળ હાજર હતા. તેમણે પોતે પોતાના મજુરોની સહાયતાથી તે વાછરડીને બહાર કઢાવી. બીજા કેટલાક માણસો જેઓ તેરાપંથી ન હતા તેઓ પણ ત્યાં હાજર હતા. તેમણે સોહનલાલજીને કહ્યું કે, આપના ધર્મ પ્રમાણે આપે વાછરડીને બહાર કઢાવી તેમાં તમને પાપ લાગ્યું. સોહનલાલજીએ કહ્યું કે, પાપ કેમ લાગ્યું ? મેં વાછરડીને દુઃખ તો આપ્યુંજ નથી, બલ્કે દુઃખથી બચાવેલ છે. સોહનલાલજીના બાપ દાદા તેરાપંથી શ્રાવક કહેવાતા હતા. પરન્તુ ખરી રીતે તેરાપંથીના સિદ્ધાન્તો શા છે અને કેવા છે તેની તેમને ખબર ન હતી. લોકોએ સોહનલાલજીને કહ્યું કે, તમે અમારા પર નારાજ ન થશો; પરન્તુ તેરાપંથી સંપ્રદાયના આચાર્ય પૂજ્યશ્રી કાલૂરામજી મહારાજ અહીંજ બિરાજે છે,

ત્રીજી દલીલ સાંભળો. તેરાપંથી સાધુને જો એવો પ્રશ્ન કરવામાં આવે કે, આપ વિહાર કરીને અહિંયાં કેમ આવ્યા ? તો તેઓ એમજ કહેશે કે, ધર્મ પ્રચારને માટે, અથવા લોકોને શુદ્ધ ધર્મ બતાવવાને

---

તેમની પાસે જઇને પૂછી લ્યો. સોહનલાલજી બરડીયા તે જ વખતે શ્રી કાલૂરામજી મહારાજ પાસે ગયા. શ્રી કાલૂરામજી મહારાજને બધી ઘટના કહી સંભળાવી અને પ્રશ્ન કર્યો કે, વાછરડીને બચાવવાથી મને ધર્મ થયો કે પુણ્ય અથવા પાપ થયું ? શ્રી કાલૂરામજી મહારાજે કહ્યું કે ધર્મ ન થયો તેમ પુણ્ય ન થયું પરન્તુ પાપ થયું. સોહનલાલજીએ કહ્યું કે એમ કેમ ? મેં તે વાછરડીને કોઇ જાતનું દુઃખ તો આપ્યું જ નથી, તો પછી મને પાપ કેમ લાગ્યું ? શ્રી કાલૂરામજીએ કહ્યું કે–જે વાછરડીને તમે બચાવી તે વાછરડી ખાશે, પીશે, તેથી અસંખ્ય જીવોની હિંસા થશે, વળી તે મૈથુનનું પાપ કરશે, તેનાં સંતાનો થશે તે પણ ખાશે, પીશે અને મૈથુનાદિ પાપ કરશે, એ પ્રમાણે વાછરડીને કારણે પાપની જે પરંપરા ચાલી તે પાપ તમને પણ લાગશે.

તે દિવસે સોહનલાલજીને પોતાના ધર્મના ખરા સ્વરૂપની જાણ થઇ. તેમણે શ્રી કાલૂરામજી મહારાજને કહ્યું કે, આપ આપનો ધર્મ આપની પાસે જ રાખો, મને આપનો ધર્મ જોઇતો નથી. હું તો ધર્મનો સાર એ જ સમજતો હતો કેઃ—

" आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत्—અર્થાત્ જે પોતાના આત્માને બૂરો લાગે છે તેવો વ્યવહાર બીજાઓની સાથે ન કરો, પરન્તુ બીજાઓની સાથે પણ એવો વ્યવહાર કરો, કે જે પોતાના આત્માને સારો લાગે છે.

આ પ્રમાણે જો હું પાણીમાં ડૂબવા લાગું તો એજ ઇચ્છું કે, કોઇ મને બચાવે. આ જ પ્રમાણે વાછરડી પણ ઇચ્છતી હતી, તેથી મેં

માટે, અથવા અમારા ગુરૂની આજ્ઞા પાળવા માટે; પરંતુ આપ આટલે દૂર સુધી ચાલીને આવ્યા, તેમાં કેટલાયે વાયુકાયિક એકેન્દ્રિય જીવોની હિંસા થઈ! સાથે સાથે જ થોડી ઘણી અન્ય સ્થાવર તથા ત્રસ જીવોની પણ હિંસા થઇ હશે. આ હિંસા આપે કોના હિતને માટે કરી? આપનો ધર્મ કોણ સાંભળશે? આપના ધર્મથી કોને લાભ થશે? મનુષ્યો જ સાંભળશે કે, એકેન્દ્રિય આદિ જીવો પણ સાંભળશે! આપના ધર્મથી જો કાંઇ લાભ થશે તો માત્ર મનુષ્યોને જ થશે કે એકેન્દ્રિય આદિ જીવોને થશે? તેમના લાભની બાબતમાં તો આપ સ્પષ્ટ કહો છો કે—

કેઈક અજ્ઞાની ઇમ કહે, છ કાયા કા જે હો દેવાં ધર્મ ઉપદેશ,
એકણ જીવને સમઝાવિયાં, મિટ જાવે હો ઘણા જીવાં રા કલેશ.
છ કાય ઘરે શાન્તિ હુવે, એહવા ભાષે હો અન્ય તીર્થી ધર્મ,
ત્યાં ભેદ ન પાયો જિન ધર્મ રો,
તે તો ભૂલ્યા હો ઉદય આયા અશુભ કર્મ.

(અનુકંપા ઢાળ ૫ મી)

આ કથનાનુસાર આપનો ઉપદેશ બીજા કોઈના કલ્યાણને માટે તો નથી જ. માત્ર તેઓના જ કલ્યાણ માટે હોઇ શકે છે કે જેઓ

---

તેને બચાવી લીધી; તો મને પાપ કેમ લાગ્યું? કદાચિત્ કોઇક દિવસે હું પણ પાણીમાં ડૂબવા લાગું અને કોઈ આપના સિદ્ધાન્તનું અનુસરણ કરીને, મને પાણીમાંથી બહાર ન કાઢે તો મને કેટલું દુઃખ થાય! માટે આજથી હું તેરાપંથ સંપ્રદાયને છોડું છું. હું કોઈ ધર્મનો અનુયાયી નહિ રહું તો પણ મને તે ઠીક લાગશે, પરન્તુ તેરાપંથીનો અનુયાયી તો કદાપિ રહીશ નહિં.

તે દિવસથી સોહનલાલજીએ તેરાપંથી સંપ્રદાય હમેશાને માટે છોડી દીધો.

લેખક

જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ સ્વીકારી શકે છે અને એવા મનુષ્યો જ કરી શકે છે. આ પ્રમાણે આપનું આગમન કેવળ મનુષ્યોના હિતને માટે જ રહ્યું ને? પરન્તુ મનુષ્યોના હિતને માટે આપે કેટલા એકેન્દ્રિય અને ત્રસ જીવોની હિંસા કરી? ભલે આપને વિહાર, ધર્મપ્રચાર વગેરે માટે ગુરૂની કે ભગવાનની આજ્ઞા હોય પરન્તુ આજ્ઞા હોવાને કારણે, વાયુકાયાદિ જીવોની થયેલી હિંસાને અહિંસા તો કહી શકાય જ નહિ. જો તેની હિંસા અહિંસા હોય તો પછી ઇરિયાવહિ ક્રિયા જ કેમ લાગે? છે તો તે હિંસા જ; પછી ભલે તે મનુષ્યોના હિતને અર્થે કરવામાં આવી હોય! આ પ્રમાણે આપે અથવા ભગવાને એકેન્દ્રિય અને પંચેન્દ્રિય જીવોમાં ભિન્નતા માની કે નહિં? એકેન્દ્રિય અને પંચેન્દ્રિય અથવા સ્થાવર અને ત્રસ સમાન તો ન રહ્યા ને? જો સમાન જ હોય તો થોડાક માણસોના હિતને અર્થે વાયુકાયાદિ અસંખ્ય જીવોની હિંસા શા માટે કરવામાં આવે?

ચોથી દલીલ જુઓ! તેરાપંથી સાધુઓ આહારપાણી માટે અહિંતહિં ફરે છે તથા આહારપાણી કરે છે. આ કારણે દિશા-જંગલ પણ જવું પડે છે. આ આવાગમનમાં તથા શ્વાસોશ્વાસ લેવામાં અસંખ્ય વાયુકાયિક જીવોની હિંસા થાય છે કે નહિં? આ હિંસા તેઓ શા માટે કરે છે? જો સાધુ થતાં જ તેઓ સંથારો કરી લ્યે તો આ હિંસાથી બચી જાય કે નહિં? આટલા જીવોની હિંસા કરીને તેઓ પોતાના એક માનવશરીરની રક્ષા કરે છે કે બીજું કાંઇ કરે છે? જો એકેન્દ્રિય અને પંચેન્દ્રિય જીવ સમાન છે, તો પછી એકેન્દ્રિય જીવોની હિંસાથી બચવા માટે સંયમ લેતાંની સાથે જ સંથારો કરી લેવો જોઇતો હતો. ભગવાને પણ જીવોની દયાને માટે સંથારો કરી-આહારપાણી છોડીને એક સ્થાને પડયા રહેવાની આજ્ઞા આપી છે. સંથારાને આપ પણ પાપ તો નથી જ માનતા, કિન્તુ ધર્મ જ માનો છો. અને આપ કહો છો કે—

જો અનુકંપા સાધુ કરે તો, ઉપદેશ દે વૈરાગ્ય ચઢાવે,
ચોખે ચિત્ત પેલો હાથ જોડે તો,
ચારૂં હી આહાર રો ત્યાગ કરાવેં.
( અનુકંપા ઢાળ પહેલી )

અર્થાત્—સાધુ આ અનુકંપા કરે છે કે ઉપદેશ આપીને વૈરાગ્ય ચઢાવે છે અને જો તે વ્યક્તિ પ્રસન્નતાપૂર્વક હાથ જોડે છે તો તેને ચારે આહારનો ત્યાગ કરાવે છે.

આ પ્રમાણે અનુકંપા કરીને સાધુ બીજાઓને ચાર આહારનો ત્યાગ કરાવે છે તો પોતે જ અનુકંપા માટે સાધુ બનતા જ સંથારો કેમ નથી કરી લેતા ? જો કહેવામાં આવે કે, સમય પહેલાં સંથારો કરવાની ભગવાનની આજ્ઞા નથી, તો શા માટે નથી ? જીવિત રહેવાથી વાયુકાયિકાદિ જીવોની હિંસા થાય છે, એમ જાણવા છતાં પણ ભગવાને સમય પહેલાં સંથારો કરવાની આજ્ઞા નથી આપી, તો તેમણે શા માટે આજ્ઞા આપી નથી ? શું ભગવાન એમ ઇચ્છતા હતા કે ભલે વાયુકાયાદિ જીવોની હિંસા થાય ? જો તેમણે વાયુકાયિકાદિ જીવોની હિંસાને જાણવા છતાં પણ સમય પહેલાં સંથારો કરવાની આજ્ઞા નથી આપી તો તેથી સ્પષ્ટ છે કે, તેમણે અસંખ્ય એકેન્દ્રિય જીવોની અપેક્ષાએ મનુષ્ય જીવનને અધિક ઉપયોગી માન્યું છે અને તેરાપંથી સાધુઓ પણ એમ જ માને છે, ત્યારે જ તો તેઓ આટલી હિંસા કરીને પણ જીવિત રહે છે.

હવે પાંચમી દલીલ સાંભળો. સાધુ જ્યારે એક જગ્યાએથી બીજી જગ્યાએ જાય છે ત્યારે માર્ગમાં જો નદી આવતી હોય તો તેઓ નદી ઉતરીને જાય છે. જો નદીમાં ખૂબ જ પાણી હોય અને નાવા દ્વારા જ જઇ શકાતું હોય તો તેઓ નાવામાં બેસીને નદી ઉતરી જાય છે અને જો નાવા ન ચાલતી હોય અને પાણી ઘુંટણથી નીચે હોય

તો પાણીમાં ઉતરીને જાય, પરન્તુ અપકાયના જીવોની હિંસા તો થાય છે જ. ભગવાને પાણીના એક એક બિંદુમાં પાણીના અસંખ્ય જીવો કહ્યા છે. પાણીને આશ્રિત નિગોદ છે અને નિગોદમાં અનંત જીવો છે. તે જીવોની હિંસા કરીને સાધુ નદી ઊતરી જાય છે, પરન્તુ તેઓ શા માટે જાય છે? લોકોને ધર્મોપદેશ સંભળાવવા માટે જ ને! અને તેમણે સંભળાવેલા ધર્મોપદેશથી જો કોઈ જીવને લાભ થતો હોય છે તો જ્ઞાન, દર્શન, ચારિત્ર તથા તપ સ્વીકારનાર થોડાક જ મનુષ્યોને લાભ જ થાય છે. જો એકેન્દ્રિય અને પંચેન્દ્રિય જીવો સમાન હોય, તો પછી અસંખ્ય બલ્કે અનંત જીવોની હિંસા થોડા જ મનુષ્યોના હિતને માટે કેમ કરવામાં આવે છે? તે એક વાર, બે વાર નહિ, પરંતુ આચારાંગ સૂત્રાનુસાર એક મહિનામાં બે વાર નદી ઉતરી શકે છે. આવી સ્થિતિમાં એકેન્દ્રિય અને પંચેન્દ્રિય જીવો સમાન છે એમ કેમ કહી શકાય? જો સમાન હોત તો શું ભગવાન શાસ્ત્રમાં આ પ્રકારનું વિધાન કરી શકત?

છઠ્ઠી દલીલ પણ જુઓ. સાધુ જ્યારે હરેફરે છે ત્યારે વાયુકાયિક જીવોની પણ હિંસા થાય છે. અને પ્રસંગોપાત જળકાય અને વનસ્પતિકાયના જીવોની પણ હિંસા થાય છે. આવી રીતે દિવસભર પ્રત્યેક સાધુ દ્વારા અસંખ્ય અસંખ્ય જીવોની હિંસા થઈ જાય છે. બીજી તરફ માની લ્યો કે, એક સાધુના પગ તળે આવીને એક પંચેન્દ્રિય ત્રસ જીવ હણાયો, તો શું પંચેન્દ્રિયને હણવાનું પ્રાયશ્ચિત એટલું જ આવશે કે જેટલું પ્રાયશ્ચિત કરવા ફરવાથી વાયુ, પાણી અને વનસ્પતિકાય આદિ જીવો હણાતાં આવતું હોય? જો એટલું જ પ્રાયશ્ચિત આવતું હોય તો તે શા કારણે? પંચેન્દ્રિય ત્રસ જીવ તો એક જ હણાયો છે જ્યારે વાયુ, જળ અને વનસ્પતિના જીવો તો અસંખ્યાતા બલ્કે અનંતા હણાયા છે, છતાં એક તરફ અસંખ્ય જીવોની હિંસાનું પ્રાયશ્ચિત સમાન કેમ? અને જો તે ત્રસજીવને માટે

અધિક પ્રાયશ્ચિત લેવું પડયું તો અધિક શા માટે લેવું પડયું ! જો આપની માન્યતા પ્રમાણે સઘળા જીવો સમાન જ છે, તો પછી ભલે તે જીવો એકેન્દ્રિય હોય, બે ઇન્દ્રિય હોય કે પંચેન્દ્રિય હોય. આ બંનેય બાબતોથી સ્પષ્ટ છે કે, સ્થાવર જીવોની અપેક્ષાએ ત્રસ જીવનું મહત્ત્વ અધિક છે. અને એક ત્રસ જીવની સમાનતામાં અસંખ્ય જ નહિ બલ્કે અનંત સ્થાવર જીવો પણ આવી શકતા નથી.

સાતમી દલીલ જુઓ. તેરાપંથી લોકો એકેન્દ્રિય અને પંચેન્દ્રિયને સમાન તો કહે છે, પરંતુ તેઓ પોતાના આ સિદ્ધાંત પર ટકી શકતા નથી. મનુષ્યો પોતાના જીવનનિર્વાહને અર્થે નિરંતર અસંખ્ય અને અનંત એકેન્દ્રિય જીવોની હિંસા કરે છે. અન્નમાં પણ જીવ છે, પાણીમાં પણ જીવ છે, વનસ્પતિમાં પણ જીવ છે અને અગ્નિ આદિમાં પણ જીવ છે. મનુષ્યના જીવનનિર્વાહને માટે આ પ્રકારની હિંસા અનિવાર્ય માનવામાં આવે છે. કદાચિત્ કોઇ વ્યક્તિ તેરાપંથીઓના સિદ્ધાન્ત પર વિચાર કરે અને વિચારે કે, બાજરી, ઘઉં અને મઠના એક એક દાણામાં પણ એક એક જીવ છે અને શાકભાજીમાં તો અસંખ્ય અથવા અનંત જીવ છે, પરન્તુ એક બકરામાં એક જ જીવ છે, તો પછી જો માત્ર એક જ જીવની હિંસાથી મારૂં કામ ચાલી શકતું હોય તો ઘઉં, બાજરી, મઠ અથવા શાકભાજીના અસંખ્ય જીવોની હિંસા શા માટે કરું ? આ પ્રમાણે તેમનો સિદ્ધાન્ત કોઇ આ રૂપે વ્યવહારમાં લાવે અને ઘઉં, બાજરી, મઠ અને શાકના જીવોની હિંસાથી બચી એક જ બકરાની હિંસાથી પોતાનું કામ ચલાવે તો શું તે ઠીક ગણાશે ? કદાચ તેરાપંથીઓ કહે કે માંસભક્ષણ નિષિદ્ધ છે તો અમે તેમને કહીએ છીએ કે, માંસ પણ જીવનું કલેવર છે અને ઘઉંનો લોટ પણ જીવોનું કલેવર જ છે. તમારી દૃષ્ટિમાં તો જીવ જીવમાં અંતર છે જ નહિ. વળી ઘઉં બાજરીનું કલેવર ન ખાઇને, બકરાનું કલેવર ખાનારે તો આપના સિદ્ધાન્તાનુસાર ઘણા જીવોની

હિંસા ટાળી દીધી છે. એક જીવની હિંસા કરીને અસંખ્ય જીવોની હિંસાથી બચેલ છે, છતાં આપના સિદ્ધાન્તાનુસાર તેણે શું ખોટું કર્યું?

આ યુક્તિ પરથી તેરાપંથી સાધુ એવી ધમાલ મચાવશે કે જૈન થઇને આવી જાતનું ઉદાહરણ આપો છો? શરમ નથી આવતી? પરન્તુ તેરાપંથીઓને પણ શરમ નથી આવતી. તેઓ કહે છે કે—

(૧) કબુતરને દાણા નાખવા એ પાપ છે કારણ કે પ્રત્યેક દાણામાં જીવ છે.

(૨) કોઇને પાણી પીવડાવવું પાપ છે, કારણ કે પાણીના એક એક ટીપામાં અસંખ્ય જીવો છે.

(૩) ગાયોને ઘાસ નાખવું, લુલા, આંધળાને અન્ન આપવું અને માબાપની સેવા કરવી એમાં પાપ છે.

(૪) કસાઇ પાસેથી ગાયને છોડાવવી એ પાપ છે.

તેરાપંથી લોકો પોતાને જૈન અને ભગવાન મહાવીરના અનુયાયી કહેવડાવીને જો આવી જાતનાં અને એવાં જ બીજાં કામોને પાપ બતાવવામાં શરમાતા નથી, તો પછી તેમના જ સિદ્ધાન્તાધારે આપવામાં આવેલી દલીલોની બાબતમાં કેમ ચીડાય છે?

આઠમી દલીલ સાંભળો. માની લ્યો કે તેરાપંથી સાધુ પાસે ત્રણ માણસો આવ્યા અને કહેવા લાગ્યા કે, અમે તમારા શ્રાવક બનવા ઇચ્છીએ છીએ. તે ત્રણમાંથી એક માણસે કહ્યું કે–મહારાજ! આપ આ બે માણસોને આપના શ્રાવક ન બનાવશો. તે લોકો મહાન હિંસક છે. તે લોકો મહાન્ હિંસા છોડીને જ્યારે મારી માફક અલ્પ હિંસાથી આજીવિકા કરે ત્યારે તેમને શ્રાવક બનાવજો. જુઓ, આ બે માણસોમાંનો એક માણસ તો ઘઉં અને બાજરી દળીને લોટ વેચે છે. ઘઉં અને બાજરીના પ્રત્યેક દાણામાં એક એક જીવ છે એટલા માટે તે હમેશાં અસંખ્ય જીવોનો સંહાર કરે છે. આ બીજો

માણસ આખો દિવસ તરબુચ કાપી કાપીને વેચ્યા કરે છે. વનસ્પતિમાં અસંખ્ય અસંખ્ય જીવ છે, એટલા માટે તે હમેશાં અસંખ્ય જીવોની હિંસા કરે છે. પરન્તુ હું દિવસભરમાં માત્ર એક બકરો પૈસા આપીને બીજાઓ પાસે કપાવું છું અને તેનું માંસ વેચી દઉં છું. આ પ્રમાણે હું, એક જ જીવની હિંસાથી મારી આજીવિકા ચલાવું છું અને તે હિંસા પણ હું પોતે નથી કરતો પરન્તુ બીજા પાસે કરાવું છું, તથા હું માંસ પણ ખાતો નથી. માટે આપ મને જ શ્રાવક બનાવી લ્યો.

તેરાપંથી સાધુ કોને પોતાનો શ્રાવક બનાવશે અને કોને નહિં બનાવે ? બકરાની હિંસા છોડી દેવાથી શ્રાવક બનાવવો એ અલગ બાબત છે, પરન્તુ ત્રણેય માણસો પોત પોતાનો ધંધો છોડ્યા વગર જ જો શ્રાવક બનવા ઇચ્છે તો તેરાપંથી કોને શ્રાવક બનાવશે અને કોને શ્રાવક નહિં બનાવે ? કેમકે તેમની દૃષ્ટિમાં તો સઘળા જીવો સમાન છે; એટલે બકરાની હિંસા દ્વારા આજીવિકા કરનારને જ પોતાનો શ્રાવક બનાવવો જોઇએ; બીજાઓને નહિ. આમ હોવા છતાં પણ જો તેઓ બકરા વડે આજીવિકા કરનારને પોતાનો શ્રાવક ન બનાવે, તો પછી તેઓ એમ શા આધારે કહે છે કે, એકેન્દ્રિય અને પંચેન્દ્રિય જીવની હિંસા સમાન છે ? અથવા એકેન્દ્રિય અને પંચેન્દ્રિય જીવની હિંસા સમાન છે અથવા એકેન્દ્રિયને મારીને પંચેન્દ્રિયનું પોષણ કરવું એ પાપ છે.

નવમી દલીલ સાંભળો. જૈન શાસ્ત્રોમાં ત્રસ-પંચેન્દ્રિય જીવોની હિંસા કરનારને નરકમાં જવાનું કહ્યું છે, પરન્તુ શું ક્યાંય એમ પણ કહ્યું છે કે, સ્થાવર જીવની હિંસાના પાપથી કોઇ નરકમાં ગયા ? તેરાપંથીઓને જ પ્રશ્ન કરવામાં આવે કે, એક માણસ હમેશાં સવાશેર બટાટા ખાય છે અને પ્રત્યેક બટાટામાં અનંતા અનંતા જીવો છે. તે સિવાય તે બીજું કોઇ પાપ કરતો નથી. જ્યારે બીજા એક માણસે કંદમૂળ અને લીલોતરીનો સ્પર્શ પણ કર્યો નથી, પણ તેણે જીંદગી

ભરમાં માત્ર એક મનુષ્ય, ગાય, બકરો અથવા સાપને મારી નાખેલ છે. તો આપના સિદ્ધાંત પ્રમાણે નરકમાં કોણ જશે? અને જો બંનેય નરકમાં જાય તો અધિક સ્થિતિ કોની થશે? તથા તમે જે કાંઇ ઉત્તર આપો છો તેને કયા શાસ્ત્રના કયા પાઠનું સમર્થન છે?

છેલ્લી દશમી દલીલ આપીને, હું આ વિષયને સમાપ્ત કરી દઇશ. ભગવાન અરિષ્ઠ નેમિને સંયમ લીધા પહેલાં, તેરાપંથી શ્રાવક જેટલું જ્ઞાન તો હશે જ. અથવા એટલું તો તેઓ જાણતા જ હશે કે, પાણીના એક એક બિંદુમાં અસંખ્ય અસંખ્ય જીવો રહેલા છે. આમ હોવા છતાં પણ તેમણે રાજેમતીને ત્યાં જતા પહેલાં, માટી, ત્રાંબુ, પીતળ, સોનું અને ચાંદી તે પૈકીની દરેક ધાતુના બનેલા એકસો આઠ ઘડાઓથી ભરેલાં જળથી સ્નાન કર્યું, તો કેટલા જીવોની હિંસા થઈ? પછી જાન જોડીને રાજેમતીને ત્યાં ગયા. તેમાં પણ કેટલા ત્રસ અને સ્થાવર જીવોની હિંસા થઇ હશે! એટલી મોટી મોટી હિંસા વખતે તો તેઓ કાંઈ પણ બોલ્યા નહિ અને રાજેમતીને ત્યાં પાંજરામાં પૂરાયેલાં પશુઓને દેખીને બોલ્યા કે—

**जइमज्झ कारणा ए ए, हम्मंति सु बहुजिया ।**
**न मे पयं तु निस्सेसं, परलोगे भविस्सई ॥**

(ઉત્તરાધ્યયન સૂત્ર. અધ્ય. ૨૨)

અર્થાત્—મારા કારણે થનારી આ અનેક જીવોની હિંસા, મારા માટે પરલોકમાં શ્રેયકારી બની શકતી નથી.

ભગવાન અરિષ્ટ નેમિને માટે, પૂર્વના એકવીશ તીર્થંકરો સ્પષ્ટ કહી ગયા હતા કે, અરિષ્ટનેમિજી બાળ બ્રહ્મચારી રહેશે અને ભગવાન અરિષ્ટનેમિ પોતે પણ જાણતા હતા કે, મારે લગ્ન કરવું નથી. આમ હોવા છતાં પણ તેમણે પોતાના લગ્નની તૈયારીઓનો વિરોધ કેમ ન કર્યો? પરન્તુ સ્નાન વડે અસંખ્ય એકેન્દ્રિય જીવોની

હિંસા કરી તથા જાન દ્વારા થનારી ત્રસ તથા સ્થાવર જીવોની હિંસા પણ જોઇ રહ્યા. આ બંને હિંસાઓનો તેમણે કોઇ પ્રકારે વિરોધ ન કર્યો, તેમ તેમણે આ બાબતમાં એમ પણ ન કહ્યું કે, આ હિંસા પરલોકમાં મારા માટે શ્રેયસ્કર નથી. ઉલટું, સ્નાન દ્વારા જલકાય આશ્રિત અનંત જીવોની હિંસા તો તેમણે પોતાના હાથે જ કરી હતી.

પાંજરામાં પૂરાયેલાં પશુ–પક્ષીયોની જે હિંસા થાત તે, તેમના પોતાના હાથથી ન થાત. આ સિવાય, પાંજરામાં પૂરાયેલાં પશુ–પક્ષીયોની સંખ્યા પણ મર્યાદિત જ હોય છે. ૧૦૦, ૨૦૦, ૧૦૦૦, ૨૦૦૦ અથવા વધારેમાં વધારે ૧૦,૦૦૦ માની લ્યો. પરન્તુ પાણીના જે સ્થાવર જીવો મર્યા તેનો તો અંત જ નથી, તેમજ તે જીવોની સંખ્યા પણ ગણી શકાતી નથી કે જે ત્રસ અને સ્થાવર જીવો, જાન જોડવામાં અને જાન જોડીને આગળ ચાલવામાં મરી ગયા હોય. છતાં પાંજરામાં પૂરાયેલાં થોડાક જીવોની હિંસા માટે તો કહ્યું કે, 'મારા માટે પરલોકમાં આ હિંસા શ્રેયસ્કર બની શકતી નથી' અને જલાદિ અનંત જીવોને માટે એવું કાંઇ પણ કહ્યું નહિ, તેમ તે જીવોની હિંસા માટે ખેદ કે પશ્ચાત્તાપ પણ ન કર્યો.

આવી દશામાં એકેન્દ્રિય જીવ કરતાં પંચેન્દ્રિય જીવ પ્રધાન રહ્યો કે નહિ ? અને એકેન્દ્રિય જીવોની ઉપેક્ષા કરીને પણ પંચેન્દ્રિય જીવોની રક્ષા કરવી એ સિદ્ધ થયું કે નહિ ? જ્યારે સારથીએ તે વાડા અને પાંજરામાં પૂરાયેલાં પશુ પક્ષીયોને છોડી દીધા ત્યારે ભગવાન અરિષ્ટ નેમિએ સારથીને પોતાનાં આભૂષણો ઇનામમાં આપ્યાં. જે પશુ પક્ષીયો જીવતા રહે તે કેટલી હિંસા કરશે, તે હિંસાને જાણતા હોવા છતાં ભગવાને સારથીને ઇનામ શા માટે આપ્યું ?

તેરાપંથી લોકોના સિદ્ધાન્તાનુસાર તો કોઇ જીવને કાંઇ આપવું

એ પાપ છે, કોઈ જીવ પ્રત્યે કરુણા કરવી એ રાગ છે, જે અનેક ભવો સુધી જન્મ મરણ કરાવનાર છે. છતાં ભગવાન અરિષ્ટ નેમિએ બંનેય કામ કેમ કર્યાં ? જીવો ઉપર કરુણા પણ કરી તથા તેમને બચાવ્યા પણ ખરા; તો પણ તેમને ભવ ભ્રમણ કરવું ન પડયું; તેઓ એજ ભવે સિદ્ધ થયા. જો ભગવાન અરિષ્ટ નેમિની ઈચ્છા જીવોને બચાવવાની ન હોત તો બીચારા સારથીનું શું ગજું હતું કે તે ઉગ્રસેનના વાડા પીંજરામાં પૂરાયેલાં પશુ પક્ષીયોને છોડી શકે ? અને કદાચ માનો કે, સારથીએ ભગવાનની ઈચ્છા ન હોવા છતાં પણ પશુ પક્ષીયોને છોડી મૂકયાં, તો ભગવાન અરિષ્ટનેમિએ પોતાનાં આભૂષણો તેને ઇનામ તરીકે શા માટે આપ્યાં ? જો વૈરાગ્ય આવી જવાથી આભૂષણો આપ્યાં, તો મુકુટ કેમ ન આપ્યો ?

તેરાપંથીઓ તો કહે છે કે—

> **ધન્ય ધાન્યાદિક લોકાંને દિયા, યહતો નિશ્ચયહી**
> **સાવદ્ય દાનજી, તિણ મેં ધર્મ નહીં જિણ રાજ રો,**
> **તે ભાખ્યો છે શ્રી ભગવાનજી.**
>
> (અનુકંપા ઢાળ ૧૨ મી)

અર્થાત્—લોકોને ધનધાન્ય આપવું એ નિશ્ચય જ સાવદ્ય (પાપ કારી) દાન છે. તેમાં જિનરાજનો ધર્મ નથી, એવું ભગવાને કહ્યું છે.

તે મુજબ ભગવાન અરિષ્ટ નેમિએ સારથીને આભૂષણો આપીને શા માટે પાપ કર્યું ? જેમાં ધર્મ નથી અને જે સાવદ્ય (પાપ) છે તે દાન ભગવાન અરિષ્ટ નેમિએ કેમ આપ્યું ?* શું તેમનામાં તેરાપંથીના

* તેરાપંથી લોકો દાનમાં પુણ્ય માનતા નથી. જો તેઓ દાનાદિમાં પુણ્યનો બંધ હોવાનું માનતા હોય, તો તો પછી જોઈએ જ શું ? પણ તેઓ તો સ્પષ્ટ કહે છે કે—

એક સાધારણ સાધુ તેમજ શ્રાવક જેટલું જ્ઞાન પણ ન હતું? તેરાપંથીના સિદ્ધાન્તાનુસાર. અસંયતિ હોવાને કારણે તે સારથી કુપાત્ર હતો,* એટલા માટે તેમણે કુપાત્રને આભૂષણ તથા વર્ષીદાન આપીને, માંસ ભક્ષણ, વ્યસન, કુશીલાદિક સમાન પાપ કેમ કર્યું ?+ તેરાપંથી લોકો ભલે ભગવાન અરિષ્ટનેમિના આ કાર્યોને પાપ કહેવાનું સાહસ કરી નાખે, પરન્તુ ખરી રીતે તો ભગવાન અરિષ્ટનેમિના ચરિત્રથી સ્પષ્ટ છે કે—

(૧) એકેન્દ્રિયની અપેક્ષાએ પંચેન્દ્રિય જીવોની રક્ષા પ્રધાન છે, એકેન્દ્રિય જીવોની રક્ષા ગૌણ છે.

(૨) પંચેન્દ્રિય જીવોની રક્ષાને માટે એકેન્દ્રિય જીવોની હિંસા મહત્ત્વ સૂચક નથી.

---

" **પુણ્ય તો ધર્મ લારે બંધે છે તે શુભ યોગ છે. તે નિર્જરા વિના પુણ્ય નિપજે નહિં. તે માટે અસંયતિને દિયાં ધર્મ પુણ્ય નહીં** " ( 'ભ્રમ વિધ્વંસન' દાનાધિકાર બોલ ૨૦ )

અર્થાત્—પુણ્ય તો નિર્જરાની સાથે ઉત્પન્ન થાય છે, માટે અસંયતિને આપવાથી ધર્મ થતો નથી તેમ પુણ્ય પણ થતું નથી.

* " **સાધુથી અનેરા કુપાત્ર છે. તેહને દીધાં અનેરી પ્રકૃતિનો બંધ, તે અનેરી પ્રકૃતિ પાપની છે.** ( '**ભ્રમ વિધ્વંસન**' **દાનાધિકાર બોલ ૧૮**)

અર્થાત્—સાધુ સિવાય બધા માણસો કુપાત્ર છે અને કુપાત્રને આપવાથી બીજી પ્રકૃતિ પાપની છે તેનો બંધ પડે છે.

+ " કુપાત્ર દાન, માંસાદિ સેવન, વ્યસન, કુશીલાદિક યે તીનોં હી એક માર્ગ કે હી પથિક હૈં. " ( ' ભ્રમ વિધ્વંસન' દાનાધિકાર બોલ ૨૧ ની ફુટ નોટ )

(૩) સાધુ સિવાય અન્ય લોકોને દાન આપવામાં પાપ નથી.

આ સઘળી દલીલો વડે એ બતાવવું ઇષ્ટ છે કે, એકેન્દ્રિય અને પંચેન્દ્રિય જીવ સમાન નથી; કિન્તુ એકેન્દ્રિય જીવની અપેક્ષાએ પંચેન્દ્રિય જીવના કલ્યાણ માટે એકેન્દ્રિય જીવોની હિંસા નગણ્ય છે. એકેન્દ્રિય જીવોની હિંસા થતી હોવા છતાં પણ પંચેન્દ્રિય જીવ (મનુષ્ય)નું હિત સાધુઓએ કરવું એ શાસ્ત્ર સમ્મત છે. તેરાપંથી લોકો દયા દાનના વિરોધી હોવાથી જ એકેન્દ્રિય અને પંચેન્દ્રિય જીવને સરખા બતાવીને, એકેન્દ્રિયની હિંસાને બહાને પંચેન્દ્રિયની રક્ષાને પાપ બતાવે છે. તેઓ લોકોને છેતરે છે, લોકોમાં ભ્રમ ફેલાવે છે અને જૈન ધર્મના નામ પર લોકોને અવળા માર્ગે લઇ જાય છે. જો એમ ન હોય તો પછી તેરાપંથી સાધુ સ્થાવર જીવોની રક્ષાને માટે—

(૧) પ્રતિલેખન કરવાનુ કેમ નથી છોડતા ?

(૨) રજોહરણનો ઉપયોગ કરવાનું કેમ નથી છોડતા ?

(૩) ગ્રામાનુગ્રામ વિહાર કરવાનું કેમ નથી ત્યાગતા ?

(૪) આહાર પાણી છોડીને સંથારો કેમ નથી કરી લેતા ?

(૫) નદી ઉતરવાનું કેમ નથી છોડતા ?

(૬) પંચેન્દ્રિય જીવ મરી જવાથી વધારે પ્રાયશ્ચિત કેમ લ્યો છો ?

(૭) માંસભક્ષીની અપેક્ષાએ અન્ન અથવા વનસ્પતિ ભોજીને મોટો પાપી કેમ નથી માનતા ?

(૮) બકરાનો વધ કે વેપાર દ્વારા આજીવિકા કરનારને શ્રાવક કેમ નથી બનાવતા ?

(૯) પંચેન્દ્રિય જીવની અપેક્ષાએ એકેન્દ્રિય જીવના હિંસકને અધિકાધિક નરક હોવાનું કેમ નથી માનતા ?

મતલબ એ છે કે, એકેન્દ્રિય અને પંચેન્દ્રિય જીવ સમાન નથી.

પંચેન્દ્રિય જીવની રક્ષા સામે એકેન્દ્રિય જીવોની હિંસા મહત્ત્વપૂર્ણ નથી; કેમકે ધર્મનું વિધાન કરતાં ભગવાન તીર્થંકરોએ ગૃહસ્થને માટે સ્થાવર જીવોની પૂર્ણ દયા અશક્ય જાણી, ત્યારે શ્રાવકના વ્રતોમાં ત્રસ જીવોની હિંસા ત્યાગવાનું આવશ્યક બતાવીને, તે ત્યાગનું વિધાન કર્યું છે. એટલા માટે મહાજ્ઞાનીઓની દૃષ્ટિમાં પણ એકેન્દ્રિયની અપેક્ષાએ પંચેન્દ્રિયની રક્ષા વિશેષ મહત્ત્વપૂર્ણ છે, અને આ વાત તેરાપંથીઓના વ્યવહારથી પણ સિદ્ધ છે; જે ઉપર બતાવવામાં આવેલ છે. આ સંબંધમાં બીજી પણ અનેક દલીલો આપીને એ સિદ્ધ કરી શકાય છે કે, પંચેન્દ્રિય જીવોની અપેક્ષાએ એકેન્દ્રિય જીવની હિંસાને તેરાપંથી લોકો પણ ઉપેક્ષનીય માને છે, પરંતુ પુસ્તકનું કદ બહુ જ વધી જશે, એટલા માટે અમે આટલી જ દલીલો આપીને સંતોષ લઈએ છીએ અને આ પ્રકરણ સમાપ્ત કરીએ છીએ.

❖

## મારી નાખવામાં આવતો જીવ, કર્મની નિર્જરા નથી કરતો પણ વધારે કર્મ બાંધે છે.



તેરાપંથી લોકો કહે છે કે, જે જીવ મૃત્યુ પામતો હોય છે અથવા કષ્ટ પામી રહ્યો છે, તે પોતાનાં પૂર્વ સંચિત કર્મનો ભોગવટો કરી રહેલ છે. એવા જીવને મરતો બચાવવો અથવા સહાય કરીને તેને કષ્ટ મુક્ત કરવો એ, તે જીવને પોતાના ઉપર ચઢેલું કર્મ ઋણ ચૂકાવવાથી વંચિત રાખવા સમાન છે. તેઓ કહે છે કે—

"સાધુ તો જીવાંને કયાં ને બચાવે તે તો પચ રહ્યા નિજ કર્મોજી,
કોઇ સાધુરી સંગત આય કરે તો સિખાય દેવે જિન ધર્મોજી."

(અનુકંપા ઢાળ ૯મી, ગાથા ૩૬)

"જો બકરા રો જીવણો વાંછે નહીં લિગાર,
તિણ ઉપર દ્દષ્ટાંત તે સાંભળજો સુખ કાર.
સાહુકાર રે હોય સુત, એક કપૂત અવધાર,
ઋણ કરડી જાગાં તણુ માથે કરે અપાર.
દૂજો સુત જગ દીપતો, યશ સંસાર મઝાર,
કરડી જાગાં રો કરજ, ઉતારે તિણ વાર.
કહો કેહને વરજે પિતા, હોય પુત્ર મેં દેખ,
વર્જે કર્જ કરે તસુ કે ઋણ મેટતે પેખ.

## સમઝ નર વિરલા

કર્જ માથે સુત અધિક કરંતો, વાર વાર પિતા વરજંતો રે,
કરડી જાગ્યાં રા માથે કાંય કીજે, પ્રત્યક્ષ દુઃખ પામી જે રે.
અધિક માથા રો કર્જ ઉતારે, જનક તાસ નહિ વારે રે,
પિતા સમાન સાધુ પિછાનો, રજપૂત બકરો બે સુત માનો રે.
કર્મ રૂપ ઋણ માથે કુણ કરતો, આગલા કર્મ કુણ અપહરતો રે,
કર્મ ઋણ રજપૂત માથે કરે,
થે બકરા સંચિત કર્મ ભોગવે છે રે.
સાધુ રજપૂતને વર્જે સુહાય કર્મ કરજ કરે કાંય રે,
કર્મ બંધ્યા ઘણા ગોતા ખાસી, પરભવમેં દુઃખ પાસી રે.
સરવર પણે તિણ ને સમઝાયો,
તિણ રો તિરણો વંછયો મુનિરાયો રે;
બકરા જીવાવણ નહીં છે ઉપદેશ,
રૂડી ઓલખ બુદ્ધિવન્ત રેસ રે.

('ભિક્ષુયશ રસાયન')

અર્થાત્—સાધુ જીવોને શા માટે બચાવે? જે જીવ દુઃખ પામી રહ્યો છે તે પોતાના કર્મથી દુઃખ પામી રહ્યો છે, એટલા માટે સાધુ તેને કેમ બચાવે? હા, જો કોઈ આવીને સાધુની સંગતિ કરે તો તેને જૈનધર્મ અવશ્ય શીખવી દે.

મૃત્યુ પામતા બકરાનું જીવિત રહેવુ કેમ ઇચ્છિવામાં આવતું નથી? (અથવા મૃત્યુ પામતા જીવને કેમ બચાવવામાં આવતો નથી?) આ ઉપર એક દૃષ્ટાંત સાંભળો. શાહૂકારને બે પુત્રો છે. જેમાંનો એક કપૂત છે, જે પોતાને માટે ઘણું જ કઠિન અને ઘણું દેવું કરી રહ્યો છે. પરંતુ બીજો પુત્ર સંસારમાં સુપ્રસિદ્ધ તેમજ યશસ્વી છે, જે કઠિન

દેવું ચૂકવી રહ્યો છે. હવે બાપ બંને પુત્રને જોઇને કોને ત્યજી દેશે, કોને ધિક્કારશે કે રોકશે ? જે કરજ કરી રહ્યો છે તેને ધિક્કારશે કે જે કરજ ચૂકાવી રહ્યો છે તેને ધિક્કારશે ? જે પુત્ર પોતાના માથે વધારે દેવું કરી રહ્યો છે તેને તેનો બાપ વારંવાર ધિક્કારશે અને કહેશે કે, આટલું મોટું કરજ શા માટે કરી રહ્યો છે ! આ કરજ કરવાનું દુષ્પરિણામ પ્રત્યક્ષ જ ભોગવવું પડશે. જે પુત્ર પોતાના માથા પરનું કરજ ઉતારી રહ્યો છે તેને તેનો બાપ વર્જશે નહિં, તેની તો પ્રશંસા જ કરશે.

આ દૃષ્ટાંત પ્રમાણે સાધુ, બાપ સમાન છે. અને બકરો (મારી નાખવામાં આવતો) તથા રાજપૂત (બકરાને મારનાર) બંને સાધુ રૂપી પોતાના બે પુત્રો છે. આ બંને પુત્રમાંથી કોણ પોતાના શીર પર કર્મરૂપી ઋણ ચઢાવી રહ્યો છે અને કોણ પોતાના પૂર્વ સંચિત કર્મ રૂપી ઋણ ચૂકાવી રહ્યો છે, તે જુઓ. રાજપૂત (બકરાને મારનારો) બકરાને મારીને પોતાના શીર પર વિશેષ કર્મઋણ ચઢાવી રહ્યો છે, પણ બકરો, રાજપૂતના હાથે મરીને પોતાના પૂર્વસંચિત કર્મ ભોગવવા રૂપ પોતાના માથા પરનું રૂણ ચૂકાવો રહ્યો છે. એટલા માટે સાધુ રૂપી પિતા, રાજપૂત (બકરાને મારનાર)રૂપ પુત્રને જ વર્જશે કે તારા શિર પર કર્મ રૂપી કર્જ કેમ કરે છે ? કર્મ રૂપી કર્જ કરવાથી તારે ખૂબજ ભવભ્રમણ કરવું પડશે અને પરભવમાં દુઃખ ભોગવવું પડશે. આ રીતે રાજપુત રૂપી પુત્રને મુનિરાજે સારી રીતે સમજાવ્યો અને તે સંસારસાગર તરી જાય એમ ઇચ્છયું, પરંતુ બકરાને જીવિત રાખવા માટે મુનિરાજ ઉપદેશ ન આપે. કારણકે તે તો મરીને પોતાના પરનું કરજ ચૂકાવી રહેલ છે. તેને કર્મ રૂપી રૂણ ચૂકાવતો, મુનિરાજ રૂપી પિતા શા માટે રોકે ? હે બુદ્ધિમાનો ! આ રહસ્યને બરાબર સમજો.

આ છે તેરાપંથીઓનો સિદ્ધાંત ! ઓછી સમજણવાળા લોકોમાં આ સિદ્ધાંત ઠસાવવા અને તેઓને આ સિદ્ધાંત સ્વીકાર્ય બનાવવા

તેરાપંથીઓ તે લોકોની સામે ચિત્ર રાખે છે અથવા કાંકરા રાખીને સમજાવે છે કે જુઓ, આ બાપ છે અને આ બે પુત્રો છે. એક પુત્ર પોતાને માથે કરજ કરી રહ્યો છે અને બીજો પુત્ર પોતાના માથા પરનું કરજ ઉતારી રહ્યો છે. બાપ કોને રોકશે? કરજ કરનારને રોકશે કે કરજ ઉતારનારને રોકશે? બીચારા ભોળા મનુષ્યો કહી દે છે કે, કરજ કરનારને જ બાપ રોકશે, પરંતુ જે કરજ ઉતારી રહ્યો છે તેના કામમાં બાપ શા માટે હસ્તક્ષેપ કરે? ત્યારે તેરાપંથી કહે છે કે, એજ પ્રમાણે આ ચિત્રમાં સાધુ છે, જે સર્વ જીવોના પિતા સમાન છે, ૭ કાયના જીવોના પ્રતિપાલક છે, અને તેમની સામે આ કસાઇ અને આ બળદ છે. આ બંનેય સાધુ મુનિરાજના પુત્રો છે. કસાઇરૂપી પુત્ર બળદરૂપી પુત્રને મારીને પોતાના પર કર્મ રૂપ કરજ ચઢાવી રહ્યો છે, પરંતુ બળદ રૂપી પુત્ર મરીને પોતાના પરનું કર્મ રૂપ કરજ ઉતારી રહ્યો છે. આવી દશામાં સાધુ બળદરૂપ પુત્રને કર્મ રૂપ કરજ ચુકાવતો કેમ રોકી શકે? અથવા મૃત્યુ પામતાંને કેવી રીતે બચાવી શકે? જો કર્મ રુણ ચુકાવતા એવા પુત્રને પણ સાધુરૂપી પિતા રોકે છે તો પિતા બનીને પણ તેનું અહિત કરે છે. એથી જ અમે કહીએ છીએ કે, કોઇ મરતાં જીવને બચાવવો કે દુઃખ પામતાં જીવને દુઃખમુક્ત કરવો એ પાપ છે; કારણ કે એમ કરવાથી તે પોતાના શીર પરનું કર્મરુણ ચુકાવવાથી વંચિત રહી જાય છે.

સાધારણ બુદ્ધિવાળો મનુષ્ય તેરાપંથી સાધુની આ યુક્તિ પ્રારંભમાં તો ઠીક માની લ્યે છે. તે શું જાણે કે આ લોકો અમને અવળું સમજાવી રહયા છે! તેમને ખબર નથી કે, જે જીવ કસાઇ દ્વારા મૃત્યુ પામી રહયો છે, તે જીવ પણ મહા કઠિન્ કર્મ બાંધી રહયો છે, પરન્તુ "પૂર્વ સંચિત કર્મ ચૂકાવી રહયો નથી." આ અજ્ઞાનતાને કારણે તે લોકો તેરાપંથીની વાતને વાસ્તવિક માનીને, મરતા જીવોને બચાવવા, દીન દુઃખી જીવોને સહાયતા કરવી વગેરે સઘળાં પરોપકારનાં કાર્યોને પાપ માનવા લાગે છે અને વિચારે છે કે,

જે મરી રહ્યો છે અથવા દુઃખ ભોગવી રહ્યો છે તે પોતાનાં કર્મ ભોગવી રહ્યો છે. અમે તેમને કર્મ ભોગવતાં શા માટે રોકીયે?

તેરાપંથીઓની આ યુક્તિ પર અમે સત્યનો પ્રકાશ ફેંકી બતાવીયે છીએ કે, તેરાપંથી સાધુઓનું આ કથન કેટલું જૂઠ, કેટલું પ્રપંચી અને કેટલું શાસ્ત્ર વિરુદ્ધ છે! તથા, જો આ જ સિદ્ધાન્તનો વ્યવહાર તેમની પોતાની જ સાથે કરવામાં આવે તો તેમને ખોટું તો નહિં લાગે ને? તેઓ કાઠીયાવાડ કે પંજાબ વગેરે સ્થળેથી જલ્દી પાછા નહિં આવી જાય ને?

સૌથી પહેલાં એ જોવાનું છે કે, અજ્ઞાનપૂર્વક કષ્ટ સહેવાથી કે મરવાથી કર્મની સકામ નિર્જરા થાય છે? શું કકળાટ કરતાં, રૂદન કરતાં તથા હાયવોય અને શોક કરતાં મરવાથી અથવા કષ્ટ સહેવાથી કર્મઋણ ચૂકે છે ખરૂં? આ પ્રશ્નો પર શાસ્ત્રીય દૃષ્ટિએ વિચાર કરતાં માલૂમ પડશે કે, એવું કદાપિ બની શકતું નથી. જો આ પ્રકારના મરણથી કે કષ્ટ સહેવાથી કર્મનું કરજ ચૂકાતું હોય તો પછી સંયમનું પાલન અને પંડિત મરણ વ્યર્થ બની જશે. પછી સંયમ લેવાની કે પંડિત મરણે મરવાની કોઇ આવશ્યકતા રહેશે જ નહિં અને ધર્મધ્યાન તથા શુક્લધ્યાન પણ નિરર્થક સિદ્ધ થશે.

શ્રાવક, ધર્મને જાણવાવાળો છે જેઓને માટે સૂત્રમાં ઘણાં વિશેષણો છે. તેઓ જાણે છે કે, આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન કરવાથી કર્મનો બંધ થાય છે. માટે કોઇ પણ સમયે આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન ન આવવા દેવું જોઇએ, ભલે ગમે તેટલું કષ્ટ કેમ ન પડે અથવા કોઇ મારી કેમ ન નાખે? આ વાત જાણતા હોવા છતાં એવા કેટલાય શ્રાવકો નીકળશે કે જેઓને જો જાનથી મારી નાખવામાં આવે અથવા જેઓ ઘણા દિવસો સુધી ભૂખ્યા તરસ્યા રહે, અથવા લાંબા કાળ સુધી રોગગ્રસ્ત રહેવાની વાત તો દૂર રહી પણ કોઇ એક થપ્પડ લગાવે અથવા ગાળ આપે, અથવા સમયસર ભોજન–

પાણી ન મળે કે થોડુંક માથું કે પેટ દુઃખે, તો તેઓ આર્ત્ત અને રૌદ્રધ્યાન અથવા તો ક્રોધાદિ ન કરતાં હોય! જો સમ્યકૃત્વધારી દેશ-વિરતી શ્રાવકોને પણ માત્ર થોડાકજ કષ્ટોમાં આર્ત્ત-રૌદ્રધ્યાન તથા ક્રોધાદિ કષાય થઇ શકે છે તો જે લોકો ધર્મને બીલકુલ જાણતા જ નથી, તે લોકોને કોઇ જાનથી મારી નાખે તે વખતે તેમને કેવાં ભીષણ આર્ત્ત રૌદ્રધ્યાન થતાં હશે અથવા અન્નપાણી ન મળતાં ક્ષુધા તૃષાનું કષ્ટ ભોગવતા હશે કે કોઇ રોગ દ્વારા પીડા પામતા હશે! કોઇ હિંસક કે કસાઇ દ્વારા કોઇ મારી નાખવામાં આવતા જીવને જુઓ, કે તે કેવું દુઃખ પામે છે, અને કેવી રીતે તરફડતો અને કલ્પાંત કરતો મૃત્યુ પામે છે!

જૈનશાસ્ત્ર સ્પષ્ટ કહે છે કે, જે આર્ત્ત-રૌદ્રધ્યાન કરતો મરે છે તે હલકા કર્મને ભારે કરે છે, મંદ રસવાળાં કર્મને તીવ્ર રસવાળાં બનાવે છે અને અલ્પ સ્થિતિનાં કર્મોને મહાસ્થિતિનાં બનાવે છે. જેમકે જ્ઞાતાસૂત્ર તથા ઉપાસક દશાંગ સૂત્રમાં શ્રાવકનું વર્ણન છે ત્યાં બતાવ્યું છે કે, દેવતા જે શ્રાવકને ડગાવવા આવ્યો, ત્યાં એવું બોલ્યો છે કે, જો તું ધર્મ નહિં છોડે તો હું તને અમુક અમુક પ્રકારનું કષ્ટ આપીશ. તે કષ્ટ અને પીડાને કારણે આર્ત્ત-રૌદ્રધ્યાન ધરતો તું અકાળે જીવિત રહિત બની જઇશ, ત્યારે તારો ધર્મ ક્યાં રહેશે? આ પ્રમાણે પરવશ મરનાર જીવ આર્ત્ત રૌદ્રધ્યાન વશ ઘણાં કર્મો બાંધી લ્યે છે.

કરજ તો શ્રી ગજસુકુમાલજી જેવા મહા પુરૂષ જ ચૂકાવે છે, કે જેમણે સમ્યક્ પ્રકારે કષ્ટ સહન કર્યું હતું, સર્વ જીવો ચૂકાવતા નથી. તેઓ તો વધારે કરજ કરે છે, એમ શાસ્ત્રકાર કહે છે. અને તેરાપંથી કહેછે કે, રાજપુત દ્વારા મારી નાખવામાં આવતો બકરો પોતાના શીર પરનું કર્મરૂપી રુણ ચૂકવે છે. અમે તેરાપંથી સાધુઓને જ પૂછીયે છીએ કે, જે જીવ ધર્મને નથી જાણતો, તે જ્યારે કોઈ

મનુષ્ય દ્વારા મરવા લાગે ત્યારે તેને આર્ત્તધ્યાન-રૌદ્રધ્યાન થશે કે ધર્મધ્યાન કે શુક્લધ્યાન થશે ? જો ધર્મ ન જાણવા છતાં બકરાને ધર્મધ્યાન કે શુક્લધ્યાન થઇ શકે તો તો પછી ધર્મની જરુરત જ ક્યાં રહી ? કારણ કે ધર્મનો ઉદ્દેશ આત્મામાં ધર્મધ્યાન તથા શુક્લ-ધ્યાન લાવવાનો છે. જો એ બંને શુભ ધ્યાન ધર્મ ન જાણનારા પશુઓમાં પણ હોઇ શકે, તો પછી ધર્મની જરૂર જ ક્યાં રહી ? અને જો ધર્મ ન જાણનાર એવા બકરાને, રાજપૂત દ્વારા મારી નાખવામાં આવતી વખતે, ધર્મધ્યાન અને શુક્લધ્યાન ન થયું પરન્તુ આર્ત્ત-ધ્યાન અને રૌદ્રધ્યાન થયું, તો આર્ત્ત-ધ્યાન અને રૌદ્રધ્યાનથી મહાન કર્મનો બંધ થાય છે કે નહિં ? અને જો મહાન્ કર્મનો બંધ થાય છે તો 'બકરો પોતાના શીર પરનું કર્મરુણ ચૂકવે છે' એ આપનું કથન ખોટું અને શાસ્ત્ર વિરુદ્ધ છે કે નહિં ?

હવે અમે બીજી દલીલ આપીએ છીએ. જેમ કે-બતાવવામાં આવ્યું છે કે, તેરાપંથીનો સિદ્ધાન્ત છે કે, "મારવા વાળો પોતાના શીર પર કર્મરુણ કરે છે, માટે સાધુ તેને ઉપદેશ આપીને કર્મરુણ કરતો રોકે છે, પરંતુ જેને મારી નાખવામાં આવે છે તે પોતાના શીર પરનું કર્મરુણ ચુકાવે છે. એટલા માટે સાધુરૂપી પિતા તે કર્મરુણ ચુકવનારને કર્મરુણ ચૂકવતો રોકતો નથી અથવા તેને મરતો બચાવતો નથી." આ પરથી પ્રશ્ન કરવામાં આવે છે કે સાધુએ મારવાવાળાને કર્મરુણ ન કરવા માટે જે ઉપદેશ આપ્યો તે ઉપદેશ સફળ થતાં મારવાવાળો, જેને મારી રહ્યો હતો તેના કર્મરુણનું ચૂકાવું રોકાઇ ગયું કે નહિં ? તેને કર્મરુણ ચૂકાવવામાં અંતરાય પડી અને તે અંતરાય સાધુએ પાડી, માટે સાધુને અંતરાય પાડયાનું પાપ લાગ્યું કે નહિ ? ભવિષ્યમાં જે અંતરાય પડે છે તેનું પાપ ઉપદેશ આપનારને લાગતું નથી એમ તો આપ કહો છો, પરન્તુ બકરાને માટે આપે તો વર્તમાનમાં જ અંતરાય પાડી છે અને વર્ત-માનમાં અંતરાય પાડવી તેને આપ પણ પાપ માનો છો. જુઓ-

'ભ્રમ વિધ્વંસન' પૃષ્ઠ ૫૦ દાનાધિકારમાં—ઉપદેશને કારણે બીજાને થનારી અંતરાયના ભવિષ્યમાં એમ કહો છો કે, ભૂત કાલીન્ અને ભવિષ્ય-કાલીન્ અંતરાયથી સાધુને દોષ લાગતો નથી; આપના આચાર્ય કહે છે કે—

> " અંતરાય તો વર્તમાનકાળમેં ઈજ કહી છે,
> પિણ ઔર વેલાં કહી નહીં "

આ પ્રમાણે આપના સિદ્ધાન્તાનુસાર મારવાવાળાને પણ ઉપદેશ આપવો એ પાપ થયું કે નહિં ? તેમજ મારનારને આપે અંતરાય આપી કે નહિં ? આ પાપ કેમ કરો છો ?

કદાચિત્ એમ કહેશો કે, આ બાબત તો દાનમાં અંતરાય પાડવા વિષયમાં છે. તો હું પૂછું છું કે, દાન લેનારો તો પોતાના પર રુણ કરી રહ્યો હતો અને બકરો રુણ ચુકાવી રહ્યો હતો. જો રુણ કરનારને અંતરાય પાડવામાં પાપ છે, તો રુણ ચુકવનારને અંતરાય પાડવી એમાં ધર્મ કેવી રીતે થયો ? અને જો પાપ ન માનો તો ધર્મ તો માનો !

કદાચિત્ એમ કહેશો કે અમારી ભાવના કર્મરુણ ચુકવનારને અંતરાય દેવાની ન હતી, માટે અમને અંતરાયનું પાપ નથી લાગતું; તો, આપનો આ જવાબ સાંભળીને તો અમે ખૂબ જ ખુશી થઇશું. કેમકે જો ભાવના નહિ હોવાથી આપને અંતરાયનું પાપ નથી લાગતું, તો ભાવના ન હોવાને કારણે કોઇ મૃત્યુ પામતાં પ્રાણીની રક્ષા કરવામાં તે પાપ પણ નથી લાગતું, કે જે પાપ બચાવવામાં આવેલા જીવ વડે ભવિષ્યમાં થશે; અર્થાત્ જીવ બચાવવા વાળાને આપ પાપ લાગ્યાનું કહો છો તે પાપ તેને લાગતું નથી, એ આ ઉપરથી સિદ્ધ થાય છે.

ત્રીજી દલીલ સાંભળો. માનો કે એક સાધુને એક માસની

તપસ્યા છે. સાધુને ધર્મનું જ્ઞાન છે અને તે સમભાવપૂર્વક કષ્ટ સહન કરીને, કર્મની નિર્જરા કરવા માટે જ સાધુ થયેલ છે. તેમને જ્યાં સુધી આહાર નથી મળતો ત્યાં સુધી તેમના કર્મની મહા નિર્જરા થાય છે; કારણ કે, આહાર ન મળતાં પણ સાધુજનો આર્ત્તધ્યાન અને રૌદ્ર ધ્યાન તો કરશે જ નહિં. તેઓ તો ક્ષુધાનું કષ્ટ સમતાપૂર્વક જ સહન કરશે અને સમતા પૂર્વક કષ્ટ સહેવાથી કર્મની મહા નિર્જરા થાય છે, આ વાત જૈનશાસ્ત્ર પણ કહે છે અને આપ પણ માનો છો. તે સાથે જ આપ એમ પણ કહો છો કે, કર્મઋણ ચુકાવતાને અંતરાય આપવો એ પાપ છે. જેમ આપે બકરા અને રાજપૂતનું ઉદાહરણ આપ્યું છે તેમ.

આપના સિદ્ધાન્તને માનવાવાળો કોઇ મનુષ્ય જો વિચાર કરે કે, આહાર મળવાથી મુનિના કર્મની થતી નિર્જરા રોકાઇ જશે; એમ ધારીને તે પોતે પણ મુનિને પારણા માટે આહાર ન આપે, અને બીજાઓને પણ કહે કે, મુનિના કર્મની થતી નિર્જરાને ન રોકો, તો તેનું આ કાર્ય અનુચિત તો નહિ કહેવાયને? આ ઉપરાંત, જે લોકો મુનિને આહાર આપીને તેમને પોતાનું કર્મઋણ ચૂકવતાં રોકે છે, તેમને પાપ તો નહિ લાગે? જેમ આપના ઉદાહરણ અનુસાર, સાધુ, બકરાનો તથા રાજપૂતનો પિતા છે તેમ શાસ્ત્રાનુસાર શ્રાવક પણ સાધુના પિતા ( અમ્મા પિયરો ) છે. જેવી રીતે સાધુ, બકરાને પોતાનું કર્મઋણ ચૂકવતો રોકતા નથી, તેવી જ રીતે શ્રાવકને પણ એ જ ઉચિત છે કે, કર્મઋણ ચુકવતાં—કર્મની નિજરા કરતાં સાધુને તે ન રોકે; આમ હોવા છતાં પણ જો કોઇ શ્રાવક સાધુને આહાર આપીને તેમને કર્મઋણ ચુકવતાં રોકે, તો તેને પણ એ જ પાપ લાગે કે નહિં! કે જે પાપ કર્મઋણ ચુકવતાં બકરાને બચાવવામાં લાગે છે. ઉલટું આપના દૃષ્ટાંતમાં સાધુ, પોતાના મનથી જ બકરાનો બાપ બન્યો છે અને પોતાના મનથી જ એમ પણ કહે છે કે, બકરો મરીને પોતાના કર્મનું દેણું ચૂકાવી રહ્યો છે.

આ બંને બાબતોને શાસ્ત્રીય સમર્થન પણ નથી, તથા ઉપર અમે એ પણ સિદ્ધ કરી ચૂકયા છીએ કે, મૃત્યુ પામતો બકરો કર્મ બાંધે છે, પણ કર્મઋણ ચુકવતો નથી, પરન્તુ શ્રાવક, સાધુના પિતા સમાન છે, અને આહાર ન મળતાં, સાધુના કર્મની મહાન્ નિર્જરા થાય છે. આ બંનેય બાબતોને શાસ્ત્રીય સમર્થન પણ મળેલું છે.

હું આપને જ પૂછું છું કે શાસ્ત્રમાં શ્રાવકને સાધુના માતા પિતા કહેલ છે કે નહિં ? અને આહાર ન મળવાથી, સાધુને સમાધિપૂર્વક કર્મની નિર્જરા કરવાનું કહ્યું છે કે નહિ ? એટલા માટે જે શ્રાવક, સાધુને આહાર પાણી આપે છે અને કર્મનું ઋણ ચૂકવતા એવા સાધુને કર્મઋણ ચૂકાવવાથી રોકે છે, તે તેરાપંથના સિદ્ધાન્તાનુસાર પાપી કહેવાયો કે નહિં ? અને તેરાપંથી લોકો જેનો મહાન્ મહિમા ગાય છે તે સુપાત્ર દાન, તેમનાજ સિદ્ધાંતાધારે પાપ ઠરે છે કે નહિં ? જો સાધુને આહારપાણી આપવાં એ ધર્મ હોય, તો મરતા જીવને બચાવવો, અથવા કષ્ટ ભોગવતા જીવને સહાયતા કરવી એમાં પાપ કઇ રીતે હોઇ શકે ?

આ સંબંધમાં બીજી પણ અનેક દલીલો આપી શકાય છે, પરન્તુ આટલી જ દલીલોથી તેરાપંથનો આ સિદ્ધાન્ત ગલત અને અસંગત ઠરે છે કે, ' મરતા પ્રાણીની રક્ષા કરવાથી અથવા દીન દુઃખીને સહાયતા આપવાથી તેમનું ચૂકવાતું કર્મઋણ ચૂકવાતાં રોકાઇ જાય છે, માટે મારી નાખવામાં આવતા જીવને બચાવવો અથવા દુઃખીને સહાયતા કરવી એ પાપ છે.' જો ખરેખર તે લોકો પોતાના આ સિદ્ધાન્તને બરોબર માનતા હોય તો—

(૧) આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનથી કર્મની નિર્જરા થવાનું માનવું જોઇએ.

(૨) જે કોઇ જીવને મારતો હોય તેને પણ હિંસા ન કરવાનો ઉપદેશ આપવો ન જોઇએ.

(૩) જેને તેઓ સુપાત્રદાન કહે છે તે સુપાત્રદાન પણ પાપ માનવું જોઇએ.

જો તેરાપંથી લોકો એવું ન કરતા હોય તો તેમનો સિદ્ધાન્ત કેવળ લોકોને છેતરવા પૂરતો જ છે અને જૂઠો છે. જે સિદ્ધાન્તને તેઓ પોતે પણ વ્યવહારમાં મૂકી શકતા નથી, તે સિદ્ધાન્તનો પ્રચાર કેવળ દયા અને દાનને ઉડાડવા માટે તેમજ દાન દયાને પાપ બતાવવા માટે લોકોમાં કરવો તે તો દયા, દાન પ્રત્યે દ્વેષ રાખવા બરોબર છે.

卐

## શ્રાવક કુપાત્ર નથી

---

તેરાપંથી લોકો કહે છે કે, સાધુ સિવાય સંસારના સઘળા જીવો કુપાત્ર છે અને મરતા કુપાત્રને બચાવવો, કુપાત્રને દાન આપીને તેને દુઃખમુક્ત કરવો તથા કુપાત્રની સેવા-સુશ્રુષા કરવી એ પાપ છે. જેમકે-તેઓ કહે છે કે—

છઃ કાયરા શસ્ત્ર જીવ અવ્રતી,
　　ત્યાંરો જીવણો મરણો ન ચાવેજી,
ત્યાંરો જીવણો મરણો સાધુ ચાવે તો,
　　રાગ દ્વેષ બેહુ આવેજી.
છઃ કાયરા શસ્ત્ર જીવ અવ્રતી,
　　ત્યાંરો અસંયમ જીવિતવ્ય જાણોજી,
સર્વ સાવદ્ય રા ત્યાગ કિયા,
　　ત્યાંરો સંયમ જીવિતવ્ય એહ પિછાણોજી.
(અનુકમ્પા ઢાળ ૯ મી)

અર્થાત્—અવ્રતી જીવ છકાયના જીવોનું શસ્ત્ર (ઘાતક) છે, એટલા માટે તેમનું જીવવું કે મરવું ન ઇચ્છવું જોઇએ. જો કોઈ સાધુ+

---

+ સાધુ અને ગૃહસ્થનું આચરણ, બંનેની રીતિ અને બંનેની અનુકમ્પા એક જ છે એમ તેરાપંથી માને છે, જે પહેલાં બતાવવામાં આવ્યું છે.

તેમનું જીવિતવ્ય કે મૃત્યુ ઇચ્છે છે તો તેમને રાગ અને દ્વેષ બંનેય લાગે છે. અવ્રતી જીવ છકાયિક જીવોનું શસ્ત્ર છે, માટે તેમનું જીવન અસંયમપૂર્ણ છે. સર્વ સાવદ્ય (પાપ)નો ત્યાગ જેમણે કર્યો છે તેમનું જ જીવન સંયમપૂર્ણ છે.

વળી પણ કહે છે કે,

**અસંયમ જીવિતવ્ય ને બાલમરણ,**
**થાંરી આશા વાંછા નહીં કરણીજી,**
**પંડિત મરણ ને સંયમ જીવિતવ્યની,**
**આશા વાંછા મન ધરણીજી.**

(અનુકંપા ઢાળ ૯ મી)

**કર્મા કરને જીવડા, ઉપજે ને મર જાય;**
**અસંયમ જીતવ તેહનો, સાધુ ન કરે ઉપાય.**

(અનુકંપા ઢાળ ૩ જી)

**અસંયતી જીવાં રો જીવણો તે,**
**સાવદ્ય જીતવ સાક્ષાત્ જી,**
**તિણ ને દેવે તો સાવદ્ય દાન છે,**
**તિણ મે ધર્મ નહીં અંશ માતજી.**

(અનુકંપા ઢાળ ૧૨ મી)

**છઃ કાયરો શસ્ત્ર જીવ અવ્રતી,**
**સાતા પૂછે ને સાતા ઉપજાવે,**
**ત્યાંરી કરે વિયાવચ્ચ વિવિધ પ્રકારે,**
**તિણને તીર્થંકર દેવ તો નહિં સરાવે.**

(અનુકંપા ઢાળ ૧૧ મી)

અર્થાત્—અસંયમ જીવન અને બાલમરણની આશા કામના ન કરવી જોઈએ, પરંતુ પંડિત મરણ અને સંયમ જીવનની જ આશા (ઇચ્છા) મનમાં રાખવી જોઈએ. જીવ કર્મને કારણે મરે-જીવે છે. તેનું જીવન અસંયમ પૂર્ણ છે, એટલા માટે સાધુ તેની રક્ષાનો ઉપાય નથી કરતા. અસંયતિ જીવોનું જીવિત રહેવું સાક્ષાત્ પાપ પૂર્ણ જીવન છે. એટલા માટે તેને આપવામાં આવેલું દાન સાવદ્ય (પાપ) દાન છે, તેમાં અંશ માત્ર પણ ધર્મ નથી. અવ્રતી જીવ છ કાયનું શસ્ત્ર છે. તેની શાન્તિ પૂછવી અથવા તેને શાન્તિ આપવી અથવા અનેક પ્રકારે તેની સેવા કરવી વગેરે કામો (પાપ છે માટે) ની તીર્થંકર દેવ પ્રશંસા કરતા નથી.

આ બધાં સિદ્ધાન્ત વાકયોનું સ્પષ્ટીકરણ કરતા તેરાપંથી લોકો 'ભ્રમ વિધ્વંસન' પૃષ્ઠ ૮૨માં કહે છે કે—

છ કાયરા શસ્ત્ર તે કુપાત્ર છે, તેહને પોષ્યાં ધર્મ પુણ્ય કેમ નિપજે? ડાહ્યા હુએ તો વિચારી જોઇ જો.

આ વાતને વિશેષ સ્પષ્ટ કરતા થકા 'ભ્રમવિધ્વંસન' પૃષ્ઠ ૭૯ માં કહ્યું છે કે—

તે સાધુથી અનેરા તો કુપાત્ર છે.

અર્થાત્—સાધુ સિવાયના સઘળા લોકો કુપાત્ર છે.

આ પ્રમાણે અસંયમી, અવ્રતીને તેરાપંથી લોકો કુપાત્ર કહે છે. વ્રતધારી શ્રાવકનો સમાવેશ પણ કુપાત્રમાં જ કરે છે. જેમ કે-તેઓ કહે છે કે—

વેષ ધારી શ્રાવકને સુપાત્ર થાપે,
તિણને નિત્ય જિમાંયા કહે મોક્ષ રો ધર્મો,
ઉણને સૂત્ર શસ્ત્ર જયું પરણમિયા,
હિંસા દઢાય બાંધે મૂઢ કર્મો.

(અનુકંપા ઢાળ ૧૩ મી)

અર્થાત્—વેષધારી, (તેરાપંથી સાધુ સિવાયના બીજા બધા સાધુઓ) શ્રાવકને સુપાત્ર બતાવીને કહે છે કે, શ્રાવકને હમેશાં ભોજન કરાવવું એ મોક્ષનો ધર્મ છે. એવું કહેનારાઓ માટે સૂત્ર પણ શસ્ત્રની જેમ પ્રગમે છે અને તે મૂઢ જનો હિંસાની સ્થાપના કરીને કર્મ બાંધે છે.

સંક્ષેપમાં તે લોકો પોતાના સિવાયના અન્ય સઘળા લોકોને છ કાયના શસ્ત્ર, અસંયમી, અવ્રતી અને કુપાત્ર કહે છે. આ બાબત તેમને પ્રશ્ન પૂછીને પણ જાણી શકાય છે. જો તેઓ કહે કે, અન્ય લોકો અથવા શ્રાવકો કુપાત્ર, છકાયના શસ્ત્ર, અસંયમી અને અવ્રતી નથી તો આપણને તેમનો આ ઉત્તર સાંભળી આનંદ જ થશે, પરંતુ તેઓ સ્પષ્ટ રીતે એવું કદાપિ કહી શકતા નથી, કોઈને ભૂલાવામાં ભલે નાખે.

આ પ્રમાણે સાધુ સિવાયનાં અન્ય તમામ જીવોને તેરાપંથી સાધુઓ છકાયના શસ્ત્ર, અસંયમી, અવ્રતી અને કુપાત્ર કહીને પોતાનું સિદ્ધાન્ત વાક્ય સંભળાવે છે—

છઃ કાય રો શસ્ત્ર બચાવિયાં, છઃ કાયાનો વૈરી હોય જી,
ત્યાં રો જીવિતવ્ય પિણ સાવદ્ય કહ્યો,
ત્યાંને બચાયા ધર્મ ન હોય જી.
અસંયતી રા જીવણા મધ્યે, ધર્મ નહીં અંશ માત જી,
ભલે દાન દેવે છે તેહને તે પણ સાવદ્ય સાક્ષાત્ જી.

(અનુકંપા ઢાળ ૧૩ મી)

અર્થાત્—જે છકાયના શસ્ત્રને બચાવે છે તે છકાયનો વૈરી હોય છે. જે છકાયના શસ્ત્રનું જીવન પાપપૂર્ણ કહેવામાં આવ્યું છે તે છકાયના શસ્ત્રને બચાવવાથી ધર્મ નથી થતો. અસંયતિના જીવનમાં અંશમાત્ર

પણ ધર્મ નથી અને તેમને જે દાન દેવામાં આવે છે તે પણ પાપપૂર્ણ છે.

આ જ બાબતને વળી પણ વધારે સ્પષ્ટ કરવા માટે 'ભ્રમ વિધ્વંસન' પૃષ્ઠ ૧૨૧ માં કહેવામાં આવ્યું છે કે—

જિમ કોઈ કસાઇ પાંચસો પાંચસો, પંચેન્દ્રિય જીવ નિત્ય હણે છે, તે કસાઈને કોઈ મારતો હુવે તો, તિણને ઉપદેશ દેવે તે તિણને તારવાને અર્થે, પિણ કસાઇને, જીવતો રાખણને ઉપદેશ ન દેવે. યો કસાઈ જીવ તો રહે તો આછો, ઇમ કસાઇનો જીવણો વાંછણો નહીં.

કેઇ પંચેન્દ્રિય હણે, કેઇ એકેન્દ્રિય હણે છે, તે માટે અસંયતિ જીવ તે હિંસક છે. હિંસકનો જીવણો, વાંછિયાં ધર્મ કિમ હુવે ?

આ પ્રમાણે તેરાપંથી પોતાના સિવાયના બીજા બધાને એવા જ હિંસક કહે છે કે જેવો હિંસક નિત્ય પ્રત્યે પાંચસો, પાંચસો ગાય કે બકરા આદિ પંચેન્દ્રિય જીવોનો વધ કરનાર કસાઈ હોય છે. તથા સર્વ જીવોને–પછી ભલે તે શ્રાવક હોય કે તેરાપંથી સંપ્રદાય સિવાયના અન્ય કોઇપણ સંપ્રદાયના સાધુ પણ હોય–તેમને નિત્ય પ્રતિ ૫૦૦ ગાય મારનાર કસાઈના જેવા હિંસક ઠરાવીને કહે છે કે એવા હિંસકને બચાવવામાં અથવા દાન દેવામાં કે તેમની સેવા સહાયતા કરવામાં ધર્મ કેવી રીતે થઈ શકે ? એ બધું તો પાપ જ છે.

તેરાપંથી સાધુ એકેન્દ્રિય અને પંચેન્દ્રિય જીવોને સમાન તથા એકેન્દ્રિય અને પંચેન્દ્રિય જીવોની હિંસાને સમાન કહે છે તથા એકેન્દ્રિય જીવની હિંસા કરનારને પણ તે કસાઇની જેમ હિંસક કહે છે કે જે કસાઈ રોજ પાંચસો ગાય બળદ મારે છે. આ વિષયમાં પૂર્વના એક પ્રકરણમાં એમ બતાવવામાં આવ્યું છે કે, એકેન્દ્રિય અને પંચે-

ન્દ્રિય જીવ સમાન નથી, બંનેની હિંસા પણ સમાન નથી અને બંનેની હિંસાનું પરિણામ પણ સમાન નથી. અમે ગત પ્રકરણમાં જે કાંઇ કહ્યું છે તેમાંથી આ એક બાબતને અમે ફરીથી ચર્ચીએ છીએ કે, જો બંનેની હિંસા સમાન છે તો તેરાપંથી સાધુ પંચેન્દ્રિય જીવ હણનારને શ્રાવક કેમ નથી બનાવતા? કે જ્યારે તેઓ અસંખ્ય અને અનંત એકેન્દ્રિય જીવોની હિંસા કરનાર વ્યક્તિને પોતાનો શ્રાવક બનાવી લ્યે છે? આ ઉપરાંત, શાસ્ત્રમાં એમ તો કહ્યું છે કે, પંચેન્દ્રિય વધ એ નરકનું કારણ છે, પરન્તુ શું કયાંય એવું પણ કહ્યું છે કે, એકેન્દ્રિયનો વધ કરનાર શ્રાવક પણ નરકમાં જાય છે? શાસ્ત્રનો તે પાઠ અહિં લખીયે છીએ.

**एवं खलु चउर्हि ठाणेहिं जीवा नेरइत्ताए कम्मं प्पकरंति णेरइत्ताए कम्मं प्पकरेत्ता णेरइएसु उववज्जंति तंजहा महारंभाए, महा परिग्गहियाए, पंचिंदिय वहेणं, कुणिमाहारेणं।**
**('उववाई सूत्र' तथा 'श्री भगवती सूत्र')**

ભાવાર્થ—આ પ્રકારે ચાર સ્થાનકથી જીવ નરક ગતિમાં જવાનું કર્મ કરે છે અને તે નરકમાં ઉપજવાનું કર્મ ઉપાર્જન કરીને નર્કમાં ઉત્પન્ન થાય છે. યથા—મહા આરંભ કરીને, મહા પરિગ્રહ કરીને, પંચેન્દ્રિય જીવોનો વધ કરીને અને માંસનું ભક્ષણ કરીને.

શાસ્ત્રનો આ પાઠ હોવા છતાં પણ અથવા પંચેન્દ્રિયનો વધ એ નરકનું કારણ હોવા છતાં પણ—કારણ સહિત પંચેન્દ્રિય વધ કરનાર પણ નરકમાં જતો નથી. જેમકે વર્ણનાગનતુવા (વરૂણ નાગ નટવો) અને રાજા ચેટકે અનેક મનુષ્યોને માર્યા, તોપણ તેઓ નરકમાં ન ગયા.

આ પ્રમાણે સકારણ કરેલી પંચેન્દ્રિય જીવોની હિંસા પણ કારણવશ ક્ષમ્ય માનવામાં આવે છે, તો એકેન્દ્રિય જીવની હિંસા કરનાર તે કસાઇની જેમ હિંસક કેવી રીતે હોઇ શકે, કે જે કસાઇ રોજ

પાંચસો પાંચસો પંચેન્દ્રય જીવોને મારે છે! શું બંનેની હિંસા સરખી છે! અને શું બંનેની હિંસાનું ફળ પણ સરખું જ હશે! જો નહિં, તો પાંચસેં પંચેન્દ્રિય જીવ હણનાર કસાઇની તુલનામાં સર્વ જીવોને ઠરાવીને, તેમને બચાવવા અથવા તેમને સહાયતા આપવી તે કાર્યને પાપ બતાવવું એ કેટલે દરજ્જે ઉચિત છે? આ સિવાય, કરુણા કરીને કસાઇને બચાવવો તેને પણ પાપ કહી શકાતું નથી એ વાત અમે આગળ પર કોઇ પ્રકરણમાં બતાવશું, અહિં તો કેવળ આ બાબત પર થોડો પ્રકાશ નાખું છું કે તેરાપંથીઓનું આ કથન ક્યાં સુધી ઉચિત છે કે, સંયતિ (સાધુ) સિવાયના બીજા બધા લોકો કુપાત્ર છે.

પહેલો પ્રશ્ન તો એ છે કે, કુપાત્ર શબ્દ તેરાપંથી લોકો ક્યાંથી શોધી લાવ્યા? શાસ્ત્રમાં તો 'કુપાત્ર' 'શબ્દ' દેખાતો જ નથી. વ્યવહાર અને શબ્દ કોષ વગેરેમાં પણ 'પાત્ર' અને 'અપાત્ર' એ બેજ શબ્દો માલમ પડે છે. અથવા તો પાત્ર છે અને પાત્ર નથી. કદાચિત્ કોષમાં બંનેય બાબતો રહી હોય તો વિશેષ પરિસ્થિતિ માટે એક ત્રીજો શબ્દ 'પાત્રાપાત્ર' પણ બની શકે છે, પરન્તુ આ શબ્દ પાત્ર અને અપાત્ર એ બંનેય શબ્દોના મિશ્રણથી જ બનેલો છે, તેનાથી ભિન્ન નથી. હા, આચાર્યોએ ક્યાંક સુપાત્રના ત્રણ ભેદ કર્યા છે. જેમકે—જઘન્ય સુપાત્ર શ્રાવક, ઉત્કૃષ્ટ સુપાત્ર સાધુ અને અપાત્ર રોગી, દુઃખી, માંગણ, ભિખારી તથા કુપાત્ર—હિંસક, ચોર, વ્યભિચારી, વેશ્યા, એવી કંઇ કંઇ વ્યાખ્યાઓ છે. સાધુ શ્રાવકને તો ગુણરત્નોના પાત્ર જ કહ્યા છે.

આવી દશામાં, પોતાને માટે સુપાત્ર અને બીજાને માટે કુપાત્ર શબ્દ લાવ્યા ક્યાંથી? માત્ર પોતાની વડાઇ અને બીજાઓની તુચ્છતા બતાવવા માટેજ કુપાત્ર અને સુપાત્ર શબ્દની સૃષ્ટિ રચી છે, અથવા પોતાનો સ્વાર્થ સાધવા માટે તથા આ નામોથી લોકોને ઠગવા

માટે જ આ શબ્દોની કલ્પના કરવામાં આવી છે કે બીજા કોઈ હેતુથી? સાધુ કહેવડાવીને પણ આ પ્રકારના કલ્પિત શબ્દો દ્વારા લોકોને ઠગવા એ શું ઉચિત છે? પરન્તુ તેરાપંથી સાધુઓએ જો પોતાનામાં ઔચિત્ય રહેવા દીધું હોત તો જૈનશાસ્ત્ર અને ભગવાન મહાવીરના નામે તેઓ દયા તથા દાનને પાપ જ કેમ કહેત?

'સુ' અને 'કુ' (પાત્રોના) વિશેષણ છે. વિશેષણોનો ઉપયોગ ખાસ સમયે જ કરી શકાય છે, હમેશાંને માટે નહિ; પરન્તુ તેરાપંથીઓએ મૂલ શબ્દ 'પાત્ર' અને 'અપાત્ર' નો ક્યાંય ઉપયોગ જ કર્યો નથી.

પાત્રનો અર્થ છે વાસણ—ભાજન. વસ્તુ રાખવા માટે જે ઉપયોગી હોય છે તે, તે વસ્તુને માટે પાત્ર છે. અને જે ઉપયોગી નથી તે અપાત્ર છે. પરન્તુ જે એક કાર્યને માટે પાત્ર છે તે જ બીજા કાર્યને માટે અપાત્ર પણ બની જાય છે, અને જે એક કાર્યને માટે અપાત્ર છે તે બીજા કાર્ય માટે પાત્ર પણ બની જાય છે. દાખલા તરીકે—કોઈ એક છોકરો ઉદ્ધત, અવિનીત, ચોર અને વિદ્યાભ્યાસમાં ચિત્ત ન લગાડે તેવો છે, તો તે છોકરો વિદ્યાભ્યાસ કરવા માટે તો અપાત્ર છે, પરન્તુ લડાઈ, ઝગડા અને બદમાશી વગેરેને માટે પાત્ર બની જાય છે. એવી જ રીતે જે વ્યક્તિ ભણેલી ગણેલી તો છે, સાહસિક પણ છે, પરંતુ કદમાં પાા ફુટથી ઓછી છે અને છાતી ૩૦ ઈંચ છે, તો તે વ્યક્તિ લશ્કરમાં ભરતી કરવા માટે અપાત્ર છે, પણ કલાર્ક માટે અપાત્ર નથી પરન્તુ પાત્ર છે. આ ઉદાહરણોને વધારે આગળ ચલાવો.

'સુ' અને 'કુ' વિશેષણ પાત્રને માટે જ લગાડી શકાય છે. જે, જે કાર્ય માટે પાત્ર જ નથી તેને માટે 'કુ' અને 'સુ' વિશેષણ પણ નથી લાગતું. જે જે વસ્તુનું પાત્ર છે, તેમાં રાખવામાં આવેલી વસ્તુ જો આશાથી વધારે સમય સુધી સુરક્ષિત રહે, જો આશાથી અધિક ગુણ દેનારી બની જાય, તો તે પાત્રની પ્રશંસામાં 'સુ' વિશેષણ

લગાડીને તેને સુપાત્ર કહેવામાં આવે છે. એ જ પ્રમાણે જેમાં રાખેલી વસ્તુ આશા કરતાં ઘણા ઓછા સમયમાં ખરાબ થઈ જાય અથવા આશા તો એ હતી કે, આ પાત્રમાં વસ્તુના ગુણોની વૃદ્ધિ થશે, છતાં તે આશાથી વિરુદ્ધ, વસ્તુ વિપરીત ગુણ કરી અથવા ગુણહીન બની જાય, તો તે પાત્રની નિંદા કરવા માટે 'કુ' વિશેષણ લગાડીને તેને કુપાત્ર કહેવામાં આવે છે.

આ પ્રમાણે 'સુ' અને 'કુ' વિશેષણ પાત્રને માટે જ લાગે છે. જે અપાત્ર છે, તેમાં રાખેલી વસ્તુ જો ખરાબ પણ થઈ જાય તો તેને કુપાત્ર ન કહેવાય, પરન્તુ અપાત્ર જ કહેવાય. ઉદાહરણાર્થે–ખટાશવાળા વાસણમાં રાખેલું દૂધ જો ખરાબ થઈ જાય તો શું તે વાસણને કુપાત્ર કહી શકાશે ? એમજ કહેવાશે કે, આ વાસણ જ દૂધ રાખવા યોગ્ય ન હતું, દૂધને માટે તે અપાત્ર હતું. કોઈ હીજડા (નપુંસક)ને લશ્કરમાં દાખલ કરી યુદ્ધમાં મોકલવામાં આવે, અને ત્યાંથી તે તાળી વગાડીને ભાગે, તો તેને કુપાત્ર નહિ કહેવાય, પરંતુ એમ જ કહેવાશે કે તે લશ્કરને માટે અપાત્ર જ હતો. પરન્તુ જે વાસણ દૂધને માટે અપાત્ર રહેલ છે તે ખટાશને માટે પાત્ર છે. જે હીઝડો લશ્કરને માટે અપાત્ર રહેલ છે તે તાળી વગાડી નાચવા, ગાવા માટે પાત્ર છે. આ પ્રમાણે પાત્ર કે અપાત્ર અપેક્ષાકૃત છે, અને 'સુ' તથા 'કુ' વિશેષણ પાત્રને માટે જ લાગે છે. સર્વ બાબતો માટે કોઈ પાત્ર નથી તેમ અપાત્ર પણ નથી.

મતલબ એ છે કે, જેને માટે જે મર્યાદા છે તે તેનું પાત્ર છે, અને જેને માટે જે મર્યાદા નથી તે તેનું પાત્ર નથી, પણ તેને માટે અપાત્ર છે. જે પાત્ર છે તેની દ્વારા, જ્યાં સુધી મર્યાદાની સીમાનું અનુકૂળ કે પ્રતિકૂળ ઉલ્લંઘન નથી થતું, તે મર્યાદાની અંદર જ છે ત્યાં સુધી તો તે પાત્ર જ છે. તેને સુપાત્ર ન કહેવાય, તેમ કુપાત્ર પણ ન કહેવાય. પરંતુ જ્યારે તે અનુકૂળ દિશામાં મર્યાદાનું ઉલ્લંઘન

કરે છે અથવા આગળ વધે છે ત્યારે તેને સુપાત્ર કહેવામાં આવે છે અને પ્રતિકૂળ દિશામાં મર્યાદાનું ઉલ્લંઘન કરીને આગળ વધે છે તો કુપાત્ર કહેવામાં આવે છે. જેમકે પુત્ર અને અપુત્ર, પુત્ર તો આપનો છોકરો છે, પણ અપુત્ર આપનો છોકરો નથી. જે આપનો છોકરો જ નથી તે જો આપને ખાવા ન આપે તો આપ તેને સુપુત્ર નહિં કહો. એથી ઉલટું, જે આપનો છોકરો છે, તે જ્યાં સુધી પોતાના કર્તવ્યનું સાધારણ રીતે પાલન કરતો રહેશે ત્યાં સુધી આપ તેને પુત્ર કહેશો. જ્યારે તે પોતાના કર્તવ્યનું વિશેષ રૂપે પાલન કરશે ત્યારે આપ તેને સુપુત્ર કહેશો, અને જ્યારે તે પોતાના કર્તવ્યની ઉપેક્ષા કરશે, પોતાના કર્તવ્યનું પાલન નહિં કરે, અને વિપરીત વ્યવહાર કરશે, ત્યારે આપ તેને કુપુત્ર કહેશો.

મતલબ એ છે કે, પાત્ર અને અપાત્ર શબ્દ અપેક્ષાકૃત છે, અને 'કુ' તથા 'સુ' વિશેષણ પતન અને ઉત્થાનનો બોધ કરાવનાર છે. કોઈપણ વ્યક્તિ સર્વ બાબતે માટે પાત્ર પણ નથી તેમ અપાત્ર પણ નથી, તેમ સુપાત્ર પણ નથી અને કુપાત્ર પણ નથી. આમ હોવા છતાં પણ તેરાપંથીઓએ સંસારના સઘળા જીવોને સુપાત્ર અને કુપાત્ર એ બે ભાગોમાં જ વિભક્ત કરી નાખ્યા છે અને એવું જજમેન્ટ (ન્યાય) આપી દીધું છે કે, સંયમી સાધુ–સંજતિ (તેમણે જ માનેલા, પછી ભલે તેમનામાં સંયમનો ગુણ હોય કે ન હોય, માત્ર વેશ જ હોય) સિવાય સઘળા લોકો કુપાત્ર છે. આથી જણાય છે કે બધો નિર્ણય તેમને જ આધીન છે અને તેમનું જે વાક્ય નીકળે તે તેમના અનુયાયી–મારવાડી શેઠોની જેમ સૌને માટે 'તહત' બની જાય.

એક બીજી પણ દલીલ સાંભળો. જો તેરાપંથીની માન્યતાનુસાર સાધુ સિવાય સઘળા કુપાત્ર છે તો તેઓ ધર્મનો ઉપદેશ કોને આપે છે? કારણ કે પાત્ર જ વસ્તુને ધારણ કરી શકે છે, અપાત્ર જીવો વસ્તુને ધારણ કરી શકતા નથી, જેમકે—સિંહનું દૂધ ધારણ કરવા માટે સુવર્ણનો પ્યાલો જ પાત્ર મનાય છે, બીજો નહિં. જ્યારે અપાત્ર

પણ ઉત્તમ પદાર્થને ધારણ કરી શકતું નથી, ત્યારે ધર્મ જેવા સર્વોત્કૃષ્ટ પદાર્થને માટે કુપાત્ર કેવી રીતે યોગ્ય બની શકે? વીતરાગ સર્વજ્ઞ દેવ પ્રણીત સ્યાદ્વાદમય નય-નિક્ષેપાદિ સાપેક્ષ માર્ગને સમજવા માટે તો પાત્ર જ જોઇએ. કુપાત્રોને હાથ પડવાથી જ સ્યાદ્વાદમયી સાપેક્ષ વાણીનું આ રીતે ઉલ્ટું પરિણમન થયું છે, કારણ કે, તેરાપંથીના સિદ્ધાન્તાનુસાર તેમના શ્રાવક અને સાધુ થતા પહેલાં, તેમના મોટા મોટા આચાર્ય પણ કુપાત્રોની શ્રેણીમાં જ હતા; તો પછી કુપાત્ર તે વાણીને સમ્યક્ પ્રકારે કેવી રીતે ગૃહણ કરી શકે?

તેરાપંથી સાધુઓ પોતાને એકાન્ત રૂપે સર્વ બાબતો માટે સુપાત્ર કહે છે, પરંતુ તેમનું આ કથન પણ સર્વથા અસત્ય છે. શું તેઓ અનુકંપાદાન, સંગ્રહદાન, અભયદાન, કારુણ્યદાન, લજ્જાદાન, ગૌરવદાન, અધર્મદાન, કરિષ્યતિદાન અને કૃતદાન માટે સુપાત્ર હોવાનું તો દૂર રહ્યું, પરંતુ પાત્ર પણ છે? જો નથી, તો તેઓ પોતાને સર્વથા સુપાત્ર કેમ કહે છે? આ બંને ય માટે તેરાપંથી સાધુ, અમારી દૃષ્ટિએ અપાત્ર અને તેરાપંથના સિદ્ધાન્તાનુસાર કુપાત્ર છે કે નહિ? ધર્મદાન માટે સાધુ અવશ્ય પાત્ર છે, પરંતુ બધા સાધુ, વેશધારી ધર્મ જ્ઞાનને માટે પણ સુપાત્ર નથી. 'સુ' વિશેષણ જો લગાડવામાં આવે છે તો તે થોડાક સાધુઓને માટે જ, કે જેઓ મોટી તપસ્યાઓ કરે છે તથા આત્મદમન કરે છે. સઘળા વેશધારી સાધુઓને માટે 'સુ' વિશેષણ ન લગાડી શકાય; તેમ તપસ્વીઓને માટે પણ સર્વદા 'સુ' વિશેષણ ન લગાડી શકાય, તથા આ પાત્રતા કે સુપાત્રતા ધર્મદાનની અપેક્ષાએ જ છે, બીજી કોઇ અપેક્ષાએ નથી. અન્ય દાનાદિ કાર્ય માટે તો સાધુ 'અપાત્ર' છે, અને તેરાપંથીઓના અહિં તો માત્ર સુપાત્ર અને કુપાત્ર એ બે જ ભેદો છે, માટે તેમના સિદ્ધાન્તાનુસાર તેઓ કુપાત્ર છે.

હવે હું બીજી રીતે એ બતાવું છું કે, જો શ્રાવક કુપાત્ર છે, તો

શ્રાવકને કુપાત્ર કહેનાર પણ કુપાત્ર જ છે. એ વાત અલગ છે કે, શ્રાવકમાં કુપાત્રતા વધારે નીકળે અને સાધુમાં ઓછી નીકળે, પરન્તુ શ્રાવકને કુપાત્ર કહેનાર કદી પણ સુપાત્ર ન હોઇ શકે.

મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને યોગ, એ પાંચ આશ્રવ છે. આ પાંચે આશ્રવોને અમે સંખ્યામાં ૧૨૩૪૫ માની લઇએ છીએ. તેરાપંથી લોકો આશ્રવની અપેક્ષાથી જ શ્રાવકને કુપાત્ર કહે છે, આ વાત તેમના કથન દ્વારા ઉપર સાબીત કરી દેવામાં આવી છે. મિથ્યાત્વને તો સાધુઓએ પણ છોડી દીધું છે. અમે શ્રાવકે પણ છોડી દીધું છે. બાકી ૨૩૪૫ સંખ્યા રહી. તેમાંથી અવ્રત નામના આશ્રવને સાધુએ સર્વથા બંધ કરેલ છે અને શ્રાવકે આંશિક બંધ કરેલ છે. આ પ્રમાણે ૨૩૪૫ સંખ્યામાંથી સાધુઓએ ૨ નો અંક સર્વથા ઉડાડી દીધો છે અને શ્રાવકે તે ૨ ના આંકડાને તોડીને ૧ કરી દીધો છે. બાકીમાં સાધુ અને શ્રાવક બરોબર છે. જો બંનેએ તોડેલી આશ્રવની સંખ્યા ઘટાડીને અર્ધી કરી દેવામાં આવે, તો શ્રાવકના ભાગે આશ્રવનો આંક ૧૩૪૫ રહે છે અને સાધુઓના ભાગમાં ૩૪૫ રહે છે. હવે વિચારવાની વાત એ છે કે, જેને ૧૩૪૫ રૂપીયા દેવાના છે તેને જો કરજદાર કહેવામાં આવે તો જેને ૩૪૫ રૂપીયા દેવાના છે તે શું કરજદાર નહિં કહેવાય? શું તેને કરજ રહિત કહેવાશે? કરજદાર તો બંને ય છે, કોઇ ઓછો કરજદાર છે, કોઇ વધારે કરજદાર છે.

એટલા માટે, આ પ્રકારે આશ્રવની અપેક્ષાથી જ શ્રાવકને કુપાત્ર કહેવામાં આવે છે તો સાધુ પણ કુપાત્ર જ છે. જો કહેવામાં આવે કે શ્રાવકની અપેક્ષાએ સાધુ પર આશ્રવનું ઋણ ઘણું જ ઓછું છે, માટે સાધુ સુપાત્ર અને શ્રાવક કુપાત્ર છે, તો શ્રાવક તેનો જવાબ એ આપશે કે, મિથ્યાત્વની અપેક્ષાએ શ્રાવક પર આશ્રવનું ઋણ ઘણું જ

ઓછું છે, માટે મિથ્યાત્વી કુપાત્ર છે અને શ્રાવક સુપાત્ર છે. શ્રાવકની અપેક્ષાએ સાધુ પર આશ્રવનું ઋણ ઓછું છે, માટે સાધુ સુપાત્ર અને શ્રાવક કુપાત્ર છે. સાધુની અપેક્ષાએ કેવળીમાં આશ્રવનું ઋણ ઘણું જ ઓછું છે માટે કેવળી સુપાત્ર છે. જ્યારે સાધુ કરતાં શ્રાવક તો માત્ર ૧૨૬ ગણા વધારે કુપાત્ર છે, પરંતુ કેવળી કરતાં સાધુ ૧૯ ગુણા વધારે કુપાત્ર છે, અને ૧૪મા ગુણસ્થાન પર પહોંચેલાઓ તો યોગને રૂંધી ચૂકયા છે, આશ્રવથી બિલ્કુલ મૂક્ત થઇ ચૂકયા છે, તેમની અપેક્ષાએ સયોગી કેવળી કુપાત્ર છે, આ પ્રમાણે કુપાત્રની પરંપરાનો અંત તો સિદ્ધ કે અયોગી થતાં જ આવી શકે છે.

જે શ્રાવકે ૧ ૨ ૩ ૪ ૫ માંથી દશ હજારનું રુણ ચૂકાવી દીધું છે, છતાં પણ જો તે કુપાત્ર કહેવાય છે તો જેઓએ ૨ ૩ ૪ ૫ માંથી બે હજારનું જ રુણ ચૂકાવ્યું છે તેઓને સુપાત્ર કેમ કહેવાય ! જે શ્રાવકોએ સાધુઓની અપેક્ષાએ પોતાના રુણના પાંચ ભાગ ચૂકાવી દીધા છે તેમને તે સાધુઓ, કુપાત્ર ક્યા મોઢે કહી શકે છે, કે જેઓને કેવળીઓની અપેક્ષાએ ૬૮ ગણું રુણ ચૂકવવાનું બાકી છે. પોતાની અંધ આંખો ન જોતાં, બીજાના આંખની છીંટ જોનાર અને તેને કાણો કહેનાર શરમવાળો હોય કે બે શરમ ? જો શરમવાળો હોત તો તે આવું ન કહી શકત.

શ્રાવકે જે વ્રત લીધાં છે, તે કારણે તે વ્રતાવ્રતી જ કહેવાય, અવ્રતી નહિં, પછી ભલે તે વ્રત સામાન્ય હોય કે વિશેષ; પરન્તુ જ્યારથી તેણે વ્રતો લીધાં ત્યારથી અવ્રતની ક્રિયા તેને લાગી શકતી નથી. આ વાત તો તેરાપંથીઓને પણ માન્ય હશે. માન્ય કેમ નહિં હોય, કે જ્યારે તેઓ પોતે 'ભ્રમ વિધ્વંસન' મિથ્યાત્વી ક્રિયાધિકારના પાંચમા બોલ પૃષ્ઠ ૧૨–૧૩માં કહે છે કે—

**વલી મિથ્યાત્વી ને ભલી કરણી રે લેખે સુવ્રતી કહ્યો છે. તે પાઠ લિખિયે છે.**

એમ કહીને ઉત્તરાધ્યયન સૂત્રના ૭મા અધ્યયનની ૨૦મી ગાથા ઉદ્ધૃત કરીને લખે છે કે—

**અથ ઇહાં ઈમ કહ્યો. જે પુરુષ ગૃહસ્થપણે પ્રકૃતિ ભદ્ર પરિણામ, ક્ષમાદિ ગુણ સહિત એહવા ગુણા ને સુવ્રતી કહ્યા. પરં ૧૨ વ્રતધારી નથી. તે જીવ મનુષ્ય મરી મનુષ્ય મેં ઉપજે. એ તો મિથ્યાત્વી અનેક ભલા ગુણાં સહિત ને સુવ્રતી કહ્યો. તે કરણી ભલી આજ્ઞામાંહી છે. અને જે ક્ષમાદિ ગુણ આજ્ઞા મેં નહિં હુવે તો સુવ્રતી કયૂં કહ્યો. તે ક્ષમાદિક ગુણાં રી કરણી અશુદ્ધ હોવે તો કુવ્રતી કહતા. એ તો સામ્પ્રત ભલી કરણી આશ્રયી મિથ્યાત્વીને સુવ્રતી કહ્યો છે. અને જો સમ્યક્ દૃષ્ટિ હુએ તો મરીને મનુષ્ય હુએ નહીં. અને ઇહાં કહ્યો તે મનુષ્ય મરી મનુષ્ય મેં ઉપજે. તે ન્યાયે પ્રથમ ગુણ ઠાણે છે. તેહને સુવ્રતી કહ્યો. તે નિર્જરા શુદ્ધ કરણી આશ્રયી કહ્યો છે.**

આ કથનથી તેઓ કહે છે કે, ક્ષમાદિ ગુણોના કારણે મિથ્યાત્વી સુવ્રતી છે, અને પોતાના આ કથનની પુષ્ટિમાં ઉત્તરાધ્યયન સૂત્રનો પાઠ પણ આપે છે. મિથ્યાત્વીના પાંચેય આશ્રવો ખુલ્લાં છે. તેણે કોઈ વ્રત કે પ્રત્યાખ્યાન નથી લીધું, અને જે શુભ કરણી કરે છે તે પણ મિથ્યાત્વ સાથે કરે છે, સમ્યક્ત્વપૂર્વક નથી કરતો. આમ હોવા છતાં પણ જો તે સુવ્રતી છે તો જેણે મિથ્યાત્વ અને આંશિક અવ્રત એ બે આશ્રવોને બંધ કરી દીધા છે તે શ્રાવક શું સુવ્રતી નહિ હોય?

આ રીતે શ્રાવક પણ આંશિક સુવ્રતી છે અને સાધુ પણ સુવ્રતી છે. આવી સ્થિતિમાં શ્રાવક કુપાત્ર અને સાધુ સુપાત્ર કેવી રીતે હોઈ શકે?

આ ઉપરાંત, કહે છે કે, "અવ્રતી જીવ ૭ કાયનું શસ્ત્ર છે. તેની

શાન્તિ પૂછવી અથવા તેને શાન્તિ આપવી અથવા અનેક પ્રકારે તેની સેવા કરવી એ સાવદ્ય-પાપ છે." પરન્તુ બાર વ્રતધારી શ્રાવક તો અવ્રતી નથી. તેના માટે ભગવાને જેટલાં વ્રતો બતાવ્યાં છે તે બધાં વ્રત તેણે સ્વીકાર્યાં છે, છતાં શ્રાવકનું કયું એવું વ્રત બાકી રહી ગયું કે જે ન સેવાથી તે અવ્રતી કહી શકાય? જો કહેવામાં આવે કે, સાધુની અપેક્ષાએ તેનામાં ચારિત્ર ઓછું છે, માટે તેને અવ્રતી કહીએ છીએ, તો યથાખ્યાત ચારિત્રની અપેક્ષાએ વર્તમાન સાધુમાં પણ ચારિત્રબળ ઘણું જ ઓછું છે, તો પછી સાધુ અવ્રતી કેમ નહિ? બલ્કે શ્રાવકને માટે ચારિત્રની જે અંતિમ અને શ્રેષ્ઠતમ મર્યાદા બતાવવામાં આવી છે—તે મર્યાદાનું પાલન શ્રાવક પૂરી રીતે કરી રહેલ છે, પરંતુ સાધુને માટે જે અંતિમ અને શ્રેષ્ઠતમ મર્યાદા બતાવવામાં આવેલ છે, તેનાથી સાધુ ઘણા જ દૂર છે, પછાત છે. આમ હોવા છતાં પણ સાધુ સુવ્રતી તથા સુપાત્ર અને શ્રાવક અવ્રતી અને કુપાત્ર કેવી રીતે રહી શકે છે? શ્રાવક પણ સુવ્રતી અને સુપાત્ર છે. વળી પણ તેરાપંથી સાધુ, શ્રાવકના વિષયમાં અને શ્રાવકત્વની છેલ્લી મર્યાદા પર પહોંચેલા અગીયાર પડિમાધારી શ્રાવકને માટે પણ કહે છે કે, શ્રાવકને ખવડાવવું એ પાપ છે, શ્રાવકની સેવા કરવી એ પાપ છે, ૧૧ પ્રતિમાધારી શ્રાવકને ભિક્ષા આપવી એ પાપ છે અને શ્રાવકની કુશળ-ક્ષેમ પૂછવી એ પણ પાપ છે.

અમે પૂછીએ છીએ કે જો સુવ્રતી હોવા છતાં પણ શ્રાવકને ખવડાવવું અથવા અગીયાર પ્રતિમાધારી શ્રાવકને ભિક્ષા આપવી એ પાપ છે, તો સાધુઓને આપવું એ ધર્મ કઈ રીતે થયો? જો તેરાપંથી કહે કે, શ્રાવકમાં હજુ અવ્રત બાકી છે, તો તેમનું આમ કહેવું અસત્ય છે. શ્રાવકને માટે જેટલાં વ્રતો બતાવવામાં આવ્યાં છે, તે બધાં વ્રતો સ્વીકારી લેવા છતાં અવ્રત ક્યાં રહ્યા? જો કહેવામાં આવે કે, વ્રત લીધાં પછી જે બાકી રહી ગયાં છે તે અવ્રત છે, તો જે બાકી રહ્યાં છે તેને છોડવા; પણ તે તો સાધુનાં વ્રત છે, શ્રાવકનાં

વ્રતો નથી. શ્રાવકનાં તો જેટલાં વ્રતો કહ્યાં છે તે બધાં વ્રતોને શ્રાવકે તો સ્વીકાર્યાં જ છે. શ્રાવકનાં વ્રતોની મર્યાદા જેટલી કહેવામાં આવી છે તેટલી મર્યાદાનું તે પૂર્ણ રીતે પાલન કરે છે. તે શ્રાવકપદનો આરાધક છે એવું સૂત્રમાં કહ્યું છે. તે મર્યાદા વિરુદ્ધ કોઇ આચરણ નથી કરતો. પરન્તુ સાધુ તો મર્યાદા વિરુદ્ધ આચરણ કરે છે, કેમકે પરિગ્રહમાં શરીરની પણ ગણના છે. સાધુઓને શરીર પ્રત્યે મમત્વ છે કે નહિં? જો નથી, તો હમેશાં ભોજનને માટે ઘેર ઘેર કેમ ભમે છે? શીત, તાપ અને વરસાદથી બચવાનો પ્રયત્ન શા માટે કરે છે? પગમાં એક ન્હાનો સરખો કાંટો વાગે છે તો તે કાઢવા માટે કેમ બેસે છે? રોગ થતાં વૈદ્ય-દાક્તરનું શરણ કેમ સ્વીકારે છે? મસ્સા થતાં ઓપરેશન કેમ કરાવે છે? * જો કોઇ

---

* તેરાપંથી 'ભ્રમ વિધ્વંસન' પૃષ્ઠ ૨૬૮માં કહે છે કે—**જે અર્શ છેદે તે વૈદ્યને ક્રિયા લાગે, અને જે સાધુની અર્શ છેદાણી તેહને ક્રિયા ન લાગે.** આ વાતને વધારે સ્પષ્ટ કરવા કહે છે કે—'**તિવારે કોઇ કહે, એ વૈદ્યને ક્રિયા કહી તે પુણ્યની ક્રિયા છે, પણ પાપની ક્રિયા નહીં. એહવો ઉંધો અર્થ કરે, તેહને ઉત્તર-ઇહાં કહ્યો, અર્શ છેદે તે વૈદ્યને ક્રિયા લાગે, પિણ ધર્માન્તરાય સાધુ રે પડી. ધર્માન્તરાય તે ધર્મ મેં વિઘ્ન પડયો, તો જે સાધુ રે ધર્માન્તરાય પાડે, તેહને શુભ ક્રિયા કિમ હુવે? એ ધર્માન્તરાય પાડયાં તો પુણ્ય બંધે નહીં. ધર્માન્તરાય પાડયાં તો પાપની ક્રિયા લાગે છે.**'

તેમની આ યુક્તિ મૂર્ખતાપૂર્ણ છે. કારણ કે, અર્શ (મસ્સા) છેદવાથી સાધુને ધર્મની અંતરાય નથી પડતી, પરન્તુ મસ્સાના કારણથી સાધુને જે પીડા થાય છે, જેથી તેમના શુભ ધ્યાનમાં વિઘ્ન પડતું હતું, કોઇ વખતે રોગ તથા પીડાને લીધે આર્ત્તધ્યાન પણ થતું હતું, તે મટાડયું અને ભવિષ્યમાં સમાધિ રહેશે, તે સમાધિ કરવામાં

ઓપરેશન કરે તો તેને કેમ રોકતાં નથી? જો આપ ભોજન ન કરો, શીત, તાપ, વરસાદથી બચવાનો પ્રયત્ન ન કરો, પગમાંનો કાંટો ન કાઢો, રોગ થતાં વૈદ્ય-દાકતરનું શરણુ ન લ્યો, તો શું આપને પાપ લાગશે? સનત્ કુમાર (ચક્રવર્તી) મુનિએ શરીરના રોગો ન મટાડયા તો શું તેમને પાપ લાગ્યું? ગજસુકુમાર મુનિએ શરીરની રક્ષાનો પ્રયત્ન ન કર્યો તો શું તેમને પાપ લાગ્યું? જિનકલ્પી સાધુ શીત, વર્ષા, તાપ સહન કરે છે તો શું તેઓ પાપ કરે છે? અનેક સાધુઓએ સાધુ થતાં જ આહાર પાણી ત્યજી દીધાં તો શું તેમને પાપ થયું? જો નહિં, તો પછી તમે શરીર-રક્ષાનો પ્રયત્ન કેમ કરો છો? અને જો શરીર પ્રત્યે તમે મમત્ત્વ રાખો છો તો તમારું પરિગ્રહવ્રત નષ્ટ થયું કે નહિ?

આ પ્રમાણે સાધુ તો પહેલું વ્રત-અહિંસા (જેમકે-પૂર્વના પ્રકરણમાં નાવા દ્વારા વિહારાદિનાં ઉદાહરણ આપીને સિદ્ધ કર્યું છે) ને પણ તોડે છે, પાંચમા પરિગ્રહ વ્રતને પણ તોડે છે અને બીજું સત્યવ્રત પણ તોડે છે, પરંતુ શ્રાવક જેટલાં વ્રતો લીધાં છે તે બધાનું પૂર્ણ રીતે પાલન કરે છે, છતાં સાધુને આહાર પાણી દેવામાં ધર્મ અને શ્રાવકને ખવડાવવા-પીવડાવવામાં પાપ કેવી રીતે થાય? વ્રતોના

---

નિમિત્તભુત વૈદ્ય, દાક્તર જ છે, માટે તેને મહાપુણ્ય તથા અશુભ કર્મના નિર્જરા થાય છે. જેમ કે-જીવાનંદ વૈદ્યે મુનિના શરીરમાં કૃમિયાદિ રોગની શાંતિ કરીને તીર્થંકર નામને યોગ્ય પુણ્ય એકત્રિત કર્યું હતુ.

તેરાપંથી કહે છે કે, જે વૈદ્યે સાધુના અર્શ (મસ્સા) છેદ્યા છે, તેણે સાધુના ધર્મમાં વિઘ્ન નાખ્યું છે, સાધુને ધર્માન્તરાય આપી છે, માટે તેને પાપની ક્રિયા લાગે છે; પરંતુ સાધુને ક્રિયા નથી લાગતી. શું તે સાચો ન્યાય છે કે, મસ્સા છેદી નાખે તેને પાપ અને જેનો રોગ ગયો તેને ધર્મ!

ભંગ તો સાધુ કરે છે. આ સ્થિતિમાં સુવ્રતી સાધુ કહેવાય કે શ્રાવક કહેવાય? અવ્રત સાધુમાં આવ્યાં કે શ્રાવકમાં?

જો તેરાપંથી સાધુ એમ કહે કે, મારામાં અથવા સાધુઓમાં જે ત્રુટિ છે તે ત્રુટિને દૂર કરવાની જ ભાવના સાધુ રાખે છે, તો તેનો ઉત્તર એ છે કે, શું શ્રાવક એ પ્રયત્નમાં નથી રહેતા? તે પણ હમેશાં ચૌદ નિયમોનું ચિંતવન કરે છે, તથા મનોરથાદિ ભાવના ભાવે છે, જે ભાવનામાંની એક ભાવના એ પણ છે કે, કયારે એવો ધન્ય દિવસ મારા માટે આવે કે હું આરંભ પરિગ્રહનો સર્વથા ત્યાગ કરી ત્યાગી બનું! આ પ્રમાણે આ અંશમાં તો સાધુ અને શ્રાવક બંને બરાબર જ છે અને ગ્રહણ કરેલાં વ્રતોનાં પાલનની અપેક્ષાએ તો શ્રાવક જ શ્રેષ્ઠ રહેલ છે. આવી સ્થિતિમાં સાધુ સુપાત્ર અને શ્રાવક કુપાત્ર કેમ હોઈ શકે?

તેરાપંથી સાધુ બીજા સત્ય વ્રતને પણ શાસ્ત્રના પાઠનો વિપરીત અર્થ કરીને તોડે છે. જો કે આ વિષયમાં સેંકડો ઉદાહરણો આપી શકાય છે, પરંતુ વિષય વધી જશે અને હમણા આ વિષે આગળ પણ કંઈક આવશે, માટે અહિં તો માત્ર એક જ ઉદાહરણ આપીને સંતોષ માનીયે છીએ.

ઉપાસક દશાંગ સૂત્રમાં પંદર કર્માદાન બતાવીને, શ્રાવકોને માટે કહેલ છે કે, એ કર્માદાન (વ્યાપાર) શ્રાવકોએ જાણવા જોઈએ, પરન્તુ તેનું આચરણ ન કરવું જોઈએ. એ પંદર કર્માદાનમાં પંદરમું કર્માદાન 'અસઇજણ પોસણયા' છે. તેનો અર્થ છે—અસઇ અથવા અસતી, જણ એટલે લોક, પોસણયા એટલે પોષણ કરવું; અર્થાત્ અસતી (દુરાચારિણી) સ્ત્રીઓનું પોષણ કરવાનો વ્યાપાર કરવો, જેમકે—આજકાલ મુંબાઈ વગેરેમાં થાય છે કે, કુલ્ટાઓને રાખીને, તેમની દ્વારા આજીવિકા ચલાવે છે. શ્રાવકોને માટે આ કાર્ય નિષિદ્ધ છે.

અસઇનો અર્થ અસંયતિ કદાપિ નથી થતો. 'અ' 'સઈ'નું

નિષેધક છે. મૂળ શબ્દ 'સઇ' છે. 'સઇ' શબ્દ સાધુના અર્થમાં નથી, તેમ એવો અર્થ ક્યાંય આવ્યો નથી. સઇ શબ્દનો અર્થ સતી થાય છે અને 'અ' થી સતીત્વનું નિષેધ રૂપ—અસતી એટલે કુલ્ટા, વ્યભિચારિણી. આમ હોવા છતાં પણ તેરાપંથી લોકો 'ભ્રમવિધ્વંસન' પૃષ્ઠ-૮૫ માં 'સઇ' શબ્દનો અર્થ સંયતિ, અને 'અસઇ' શબ્દનો અર્થ અસંયતિ કરે છે. આવો અર્થ તેઓ એમ બતાવવા માટે કરે છે કે જુઓ, અસંયતિનું પોષણ કરવું એ પંદર કર્માદાન માંહેનું એક કર્માદાન છે, તેથી શ્રાવકને માટે તે સર્વથા ત્યાજ્ય છે, માટે અસંયતિ (સાધુ સિવાયના અન્ય લોકો)નું પોષણ કરવું એ પાપ છે. તેઓ 'ભ્રમવિધ્વંસન' પૃષ્ઠ ૮૫ માં લખે છે કેઃ—

"તિહાં 'અસતી જણ પોસણયા' તથા 'અસઇ પોષણયા' કહ્યો છે. એહનો અર્થ કેટલાક વિરુદ્ધ કરે છે+ અને ઇહાં ૧૫ વ્યાપાર કહ્યા છે. તિવારે કોઇ ઇમ કહે ઇહાં અસંયતિ પોષ વ્યાપાર કહ્યો છે. તો તુમ્હે અનુકમ્પા રે અર્થે અસંયમીને પોષ્યાં વ્યાપાર કિમ કહ્યો છો તેહનો ઉત્તર—તે અસંયતીને પોષે તે વ્યાપાર નથી કહિયે. પરં પાપ કિમ ન કહિયે. જિમ કોયલા કરી બેચે તે 'અંગાલ કર્મ' વ્યાપાર અને દામ વિના આગ લાયને કોયલા કરી આપે તે વ્યાપાર નથી પરં પાપ કિમ ન કહિયે. તિમ અસંયતી પોષી પોષી આજીવિકા કરે. દાનશાલા ઉપર રહે રોજગાર રે વાસ્તે તથા ગ્વાલિયાદિક દામ લેઈ, ગાય ભેંસ્યા આદિ ચરાવે. ઇમ કુકકુટ માર્જાર આદિક પોષી પોષી આજીવિકા કરે. આદિક શબ્દ મેં તો સર્વ અસંયતિને રોજગાર

+ તેમના કહેવાનો આશય એ છે કે, કેટલાક લોકો 'અસતી' (વેશ્યા આદિ) પોષણ અર્થ કરે છે.

રે અર્થે રાખે તે અસંયતી વ્યાપાર કહિયે. અને દામ લિયાં વિના અસંયતીને પોષે તે વ્યાપાર નહીં. પરં પાપ કિમ ન કહિયે. એ તો પનરે ૧૫ ઇ વ્યાપાર છે તે દામ લેઈ કરે તો વ્યાપાર અને પનરે ૧૫ ઇ દામ વિના એવે તો વ્યાપાર નહીં. પરં પાપ કિમ ન કહીયે."

આ કથનનો સાર એ છે કે, પૈસા લઇને અસંયતિ (સાધુ સિવાયના બાકીના સમસ્ત જીવ) નું પોષણ કરવું તે 'અસંયતિ પોષણ' નામનું કર્માદાન * (વ્યાપાર) છે, અને પૈસા લીધા વગર અસંયતિનું પોષણ કરવું એ વ્યાપાર તો નથી પણ પાપ તો છે જ.

આ કથનમાં તેરાપંથીઓના જૂઠ, કપટ, છળ અને ધૂર્તતાનું દિગ્દર્શન થાય છે. પહેલાં તો તેમણે લખ્યું કે, 'અસતી જણ પોસણયા'નો અર્થ કેટલાક લોકો વિરુદ્ધ કરે છે. તેમણે આ લખ્યું તો ખરૂં, પરન્તુ પછી એ ન જતાવ્યું કે કયો વિરુદ્ધ અર્થ કરે છે,

* પંદર કર્માદાન (વ્યાપાર) મહાન્ પાપ પૂર્ણ કાર્ય છે, માટે શ્રાવકને માટે પંદર કર્માદાનનું સેવન (અથવા એ પંદર વ્યાપારો કરવા) નિષિદ્ધ છે. તેરાપંથી કહે છે કે પૈસા લીધા વિના પોષણ કરવું તે પણ પાપ છે. આ મુજબ જો અસંયતિ સાથે વ્યાપાર કરવામાં આવે તો વ્યાપાર કરવો એ પણ પાપ છે અને તેમને મફત ચીજ આપવામાં આવે તો તે પણ પાપ છે. તેને માટે તેઓએ ઉદાહરણ પણ આપ્યું છે. જેમકે-દાનશાળા પર નોકરી કરે છે તે કર્માદાન તો નથી પરન્તુ પાપ તો છે, અને પૈસા લઇને ગાય ભેંસ ચરાવે છે તે કર્માદાન છે. આ પ્રમાણે અસંયતી સાથેનો વ્યાપાર સંબંધ, નોકરી સંબંધ રાખવો તે પણ પાપ છે. અને તે પાપ પણ સાધારણ નહિ, પણ કર્માદાનનું સેવન. કર્માદાનનું સેવન કરવું એવું પાપ મનાય તો તેવું પાપ કરનાર શ્રાવક પણ ન રહી શકે.

અને વાસ્તવિક અર્થ શો છે અને શા માટે છે? એવું કાંઇ ન કહેતાં, આ બાબતને જ ઉડાડી દે છે અને જેમ બાળકને સમજાવવા માટે વાત પલટાવી દેવામાં આવે છે તે જ રીતે વાત પલટાવીને પોતે જ પ્રશ્ન ઊભો કરે છે કે–'અહિં તો અસંયતિ પોષ વ્યાપાર કહ્યો છે, અનુકંપા માટે અસંયતીના પોષણને વ્યાપાર કેમ કહો છો?' આ પ્રશ્ન કેવી રીતે અને કયા અર્થ ઉપરથી ઊભો કર્યો? અને અસંયતિ પોષ વ્યાપાર કયાં રહેલ છે, તે તો તેઓ જ જાણે! અમે પહેલાં કહી ચૂક્યાં છીએ કે, 'અસતિ જણ પોષણયા' નો અર્થ અસતી સ્ત્રીઓનાં પોષણ વડે આજીવિકા ચલાવવી. આ અર્થ પ્રસિદ્ધ પણ છે, શાસ્ત્રાનુસાર પણ છે તથા શબ્દાનુસાર પણ છે; એટલું જ નહિં પણ સ્વયં તેરાપંથીઓ પણ 'ભ્રમવિધ્વંસન' પૃષ્ઠ ૮૪ માં કર્માદાનોનો અર્થ બતાવતાં અસઇ પોષણયાનો અર્થ 'વેશ્યા આદિને પોષણ આદિક કર્મ' લખે છે. છતાં પણ આ અર્થને એક બાજુ ફેંકીને, દયા અને દાનનો વિનાશ કરવા માટે અસઇ પોસણિયાનો અર્થ અસંયતિ પોષણ કરી નાખ્યો, તથા તે પર પ્રશ્ન ઊભો કરીને તેનું સમાધાન પણ કરી નાખ્યું. ધન્ય છે સુપાત્ર સાધુઓને, શું કોઈ શ્રાવક પણ આમ કરી શકશે?

તેરાપંથીઓનાં જૂઠ, કપટ અને ઠગાઈનું એક વધારે ઉદાહરણ લ્યો. તેરાપંથી લોક 'ભ્રમવિધ્વંસન' પૃષ્ઠ ૮૦ માં લખે છે કે—

તથા ઠાણાંગ ઠાણે ૪ ઉદ્દેશ્યા ૪ મેં કુપાત્રને કુક્ષેત્ર કહ્યા. તે પાઠ લિખિયે છે.

चत्तारि मेहा प. तं. खेत्तवासी णाम मेगे णो अक्खेत्तवासी एवामेव चत्तारि पुरिस जाया प. तं. खेत्तवासी णाम मेगे णो अखेत्तवासी॥

ઇહાં પિણ કુપાત્ર દાન કુક્ષેત્ર કહ્યા. કુપાત્ર રૂપ કુક્ષેત્ર મેં (પુણ્ય રૂપ) બીજ કિમ ઉગે. ડાહ્યા હુવે તો વિચારી જોઇજો.

આ છે તેરાપંથીઓનું કથન! આ કથન વડે તેરાપંથી, ઠાણુાંગ સૂત્રના ચોથા ઠાણાના ચોથા ઉદ્દેશાની આપવામાં આવેલી ચૌભંગીથી એમ સિદ્ધ કરે છે કે, આ ચૌભંગીમાં કુપાત્રદાનને કુક્ષેત્ર કહ્યું છે. કુપાત્ર રૂપ કુક્ષેત્રમાં પુણ્ય રૂપ બીજ કેવી રીતે ઉગી શકે? પરન્તુ ન તો પૂરી ચૌભંગી આપી, ન તો પૂરી ઉપમા ઉતારી, કેમકે જો પૂરી ચૌભંગી આપે તો ત્યાં જ પોલ ખૂલી જાય.

હવે જરા ચૌભંગીના અર્થ પર વિચાર કરીએ. આ ચૌભંગી ચાર પ્રકારના મેઘની ઉપમા આપીને, ચાર પ્રકારના સંપત્તિવાન પુરુષોના ભેદ બતાવે છે. તેમાં કહ્યું છે કે—

ચાર પ્રકારના મેઘ કહ્યા છે. એક મેઘ ક્ષેત્રમાં તો વરસે છે, પરન્તુ અક્ષેત્રમાં વરસતો નથી. અથવા જ્યાં વરસવો જોઇએ ત્યાં તો વરસે છે, અને જ્યાં ન વરસવો જોઇએ ત્યાં વરસતો નથી. બીજો મેઘ અક્ષેત્રમાં વરસે છે અને ક્ષેત્રમાં નથી વરસતો. ત્રીજો મેઘ ક્ષેત્ર અને અક્ષેત્ર બંને સ્થળોમાં વરસે છે અને ચોથો મેઘ ક્ષેત્રમાં કે અક્ષેત્રમાં ક્યાં ય વરસતો નથી. એજ પ્રમાણે ચાર પ્રકારના પુરુષ છે. એક તે મેઘના જેવો છે કે જે ક્ષેત્રમાં વરસે છે, પરન્તુ અક્ષેત્રમાં વરસતો નથી. બીજો, તે મેઘના જેવો છે કે જે અક્ષેત્રમાં તો વરસે છે પરંતુ ક્ષેત્રમાં વરસતો નથી. ત્રીજો તે મેઘના જેવો છે કે જે ક્ષેત્રમાં પણ વરસે છે અને અક્ષેત્રમાં પણ વરસે છે. તથા ચોથો તે મેઘના જેવો છે કે જે ક્ષેત્ર કે અક્ષેત્રમાં કયાંય વરસતો નથી.

આ પ્રમાણે, આ ચોભંગીનો અર્થ છે. આમાં કુપાત્ર દાનની વાત નથી, કુપાત્રની વાત પણ નથી, તેમજ કુક્ષેત્ર કે પુણ્યની વાત નથી. છતાં પણ તેરાપંથી લોક આ પાઠના અર્થમાં આ સઘળાને જબરદસ્તીથી એમ સિદ્ધ કરવા માટે ઘૂસાડે છે કે, તેરાપંથી સાધુઓ સિવાય બીજા બધા કુપાત્ર છે, માટે તે કુપાત્રોને દાન દેવું એ પાપ છે.

આવી રીતે સેંકડો જગ્યાએ લોકોને ઠગવા અને પોતાના મતનો પ્રચાર કરવા, તેરાપંથી સાધુઓએ અનેક જગ્યાએ શાસ્ત્રના અર્થનો અનર્થ અથવા ઇચ્છાનુસાર અર્થ કર્યો છે. જેમને ખાત્રી કરવી હોય તેઓ 'ભ્રમવિધ્વંસન' ગ્રંથ જોઇ શકે છે; જેનું પ્રાપ્તિસ્થાન ભૈરોંદાન ઇશ્વરચન્દ ચોપડા, ગંગા શહર (બીકાનેર) લખ્યું છે. અમારું અનુમાન છે કે, 'ભ્રમવિધ્વંસન'ની જૂઠ, કપટની વાતો હવે ખુલી ગઇ છે, માટે પત્ર લખવા છતાં પણ 'ભ્રમવિધ્વંસન' ગ્રન્થ ભાગ્યે જ મળી શકે. પ્રયત્ન કરી જુઓ અને જો ન મળે તો પછી અમારી પાસે આવીને જુઓ.

કહેવાનું એ છે કે, આ પ્રમાણે જૂઠ કપટનો આશ્રય લેનારનું સત્ય વ્રત શું સુરક્ષિત રહી શકે છે? જૂઠ કપટ જ નહિ, કિંતુ જેને જૂઠમાં જૂઠ, કપટમાં કપટ અને માયામાં માયા કહેવામાં આવે છે, તે તેરાપંથી સાધુ કરે છે. શાસ્ત્રના વિપરીત અર્થની વાત શ્રાવકોને જ્ઞાત ન થઇ જાય તે માટે તેરાપંથી સાધુઓએ શ્રાવકોને માટે સૂત્ર-પઠનનો જ નિષેધ કરી દીધો છે. શ્રાવકોનું સૂત્રપઠન જિનાજ્ઞાની બહારનું બતાવ્યું છે અને જિનાજ્ઞાની બહારના સમસ્ત કાર્યોને તેરાપંથી સાધુ પાપ કહે છે. આ પ્રમાણે શ્રાવકોના સૂત્રપઠનને પાપ ઠરાવ્યું છે. શ્રાવકોએ સૂત્ર વાંચવું એ પાપ છે તે બતાવવા અને સિદ્ધ કરવા માટે 'ભ્રમ વિધ્વંસન'માં પૃષ્ઠ ૩૬૧ થી ૩૭૪ સુધી '**सूत्र-पठनाऽधिकार**' નામનો એક પૂરો અધ્યાય પણ છે.

આ બધી બાબતો હોવાથી, તેરાપંથી સાધુઓનું બીજું સત્ય વ્રત બાકી ક્યાં રહ્યું? જેમ અમે બતાવી ચૂક્યા છીએ કે, તેરાપંથી સાધુ સ્વીકારેલાં વ્રતોમાંથી, પહેલા, બીજા અને પાંચમા વ્રતનું સ્પષ્ટ રીતે ઉલ્લંઘન કરનારા છે, એટલા માટે તેઓ જ કુપાત્ર છે; પરન્તુ શ્રાવકોએ જેટલાં વ્રતો સ્વીકાર્યા છે તેનું પૂરી રીતે પાલન કરે છે; તે માટે તેઓ કુપાત્ર નથી.

આ પ્રકરણમાં અમે ઘણું લખી ચૂકયા છીએ. અંતમાં એટલું જ કહીને, અમે આ પ્રકરણ સમાપ્ત કરશું કે, તેરાપંથી સાધુઓનું પોતાના સિવાયના બીજા સઘળા લોકોનું કુપાત્ર બતાવવું તથા બીજા કોઇની રક્ષા કે સહાયતા કરવામાં પાપ બતાવવું તે બીલ્કુલ અસત્ય, અસંગત અને મનઃ કલ્પિત સિદ્ધાન્ત છે. પોતાના મતના પ્રચાર માટે જ તેમણે સુપાત્ર તથા કુપાત્ર શબ્દોની કલ્પના કરી છે, અને આ શબ્દનો ઉપયોગ દયા દાનને પાપ ઠરાવવામાં કર્યો છે.



# દાન—પુણ્ય

તેરાપંથી લોક પુણ્યનું અલગ બંધાવું માનતા નથી. તેઓ કહે છે કે—

**'પુણ્ય તો ધર્મ લારે બંધે છે, તે શુભ યોગ છે, તે નિર્જરા વિના પુણ્ય નિપજે નહીં.**

('ભ્રમ-વિધ્વંસન' પૃષ્ઠ ૮૧)

આ પ્રમાણે તેરાપંથી લોકોનું કથન છે કે, પુણ્યની ઉત્પત્તિ નિર્જરાની સાથે જ થાય છે. નિર્જરા વિના પુણ્યની ઉત્પત્તિ થતી નથી, પરંતુ જેવી રીતે ખેતરમાં અનાજની સાથે ઘાસ કુદરતી રીતે જ ઉત્પન્ન થાય છે તેવી જ રીતે નિર્જરાની સાથે પુણ્ય પણ ઉત્પન્ન થાય છે. પુણ્ય સ્વતંત્ર રૂપે ઉત્પન્ન થતું નથી.

આ જ દલીલના આધારે તેરાપંથી લોકો સાધુ સિવાય બીજા કોઈને આપવામાં આવેલા દાનમાં પુણ્ય બતાવતા નથી. તેઓ કહે છે કે જ્યાં નિર્જરા નહિં, ત્યાં પુણ્ય નહિં, અને સાધુ સિવાય જે દાન આપવામાં આવે છે, તેથી નિર્જરા થતી નથી, માટે પુણ્ય પણ નથી થતું. પરન્તુ તે લોકોનો આ સિદ્ધાન્ત બિલકુલ જૂઠો છે. 'શ્રી દશવૈકાલિક સૂત્ર'ના પાંચમા અધ્યયનમાં જે જે આહાર પાણી સાધુને માટે પ્રાસુક હોવા છતાં પણ અકલ્પનીક બતાવેલ છે, ત્યાં એમ કહ્યું છે કે, '**पुणट्ठापगडं इमं**' અર્થાત્ પુણ્યને માટે બનાવેલો આ પદાર્થ

મને કલ્પતો નથી, એમ સાધુ કહે. તો વિચારવાની વાત એ છે કે, તે પુણ્યને અર્થે બનાવેલો આહાર સાધુ તો લેતા નથી, ભગવાને એવા આહાર પાણી લેવાની મનાઈ કરી છે, તો તે પુણ્યાર્થ કોને માટે થયો ? આથી સ્પષ્ટ સિદ્ધ છે કે, પુણ્યને માટે બનાવેલો આહાર તેને જ કહે છે કે જે રંક, ભિખારી, દુઃખી, પશુ–પક્ષી વગેરેને માટે બનાવવામાં આવ્યો હોય. તેમાં નિર્જરાનું કાઈ સ્થાન નથી. એવા દીન, હીન, અપગ, અનાશ્રિતોને દેવામાં પુણ્ય જ થાય છે. એટલા માટે શાસ્ત્રકારે કહ્યું છે કે, 'પુણ્ણટ્ઠા ' આ પરથી પુણ્ય, સાધુ સિવાયનાને આપવાથી પણ થાય છે અને તે જીવને ઉંચે ચડાવવામાં કારણભૂત બને છે.

'શ્રી સ્થાનાંગ સૂત્ર'ના નવમા સ્થાનમાં નવ પ્રકારનું પુણ્ય કહ્યું છે. ત્યાં મૂળ પાઠમાં "નિરવદ્ય સાવદ્ય અથવા નિર્જરાની સાથે થાય છે એવું કોઈ વિવરણ નથી. ટીકાકારે એમ બતાવ્યું છે કે, "**पात्रायान्न दानाद्य तीर्थंकरं नामादि पुण्यप्रकृतिबंध स्तदन्न पुण्यं एवं सर्वत्र**"—તેનો ભાવ એ છે કે, પાત્રને અન્નાદિ દેવાથી તીર્થંકર નામાદિ પુણ્યપ્રકૃતિનો બંધ પડે છે અને તેમના સિવાય બીજાઓને દેવાથી બીજી પુણ્ય પ્રકૃતિનો બંધ પડે છે, કારણકે પુણ્ય-પ્રકૃતિઓ ૪૨ પ્રકારની છે. તો ઉત્કૃષ્ટ પાત્રને આપવાથી તીર્થંકર–નામ જેવી ઉત્કૃષ્ટ પુણ્ય પ્રકૃતિનો બંધ છે અને બાકી, જેવું પાત્ર તેવી સામાન્ય વિશેષ પુણ્ય–પ્રકૃતિ જાણવી. પરન્તુ તેરાપંથી લોક સાધુ સિવાય પુણ્યપ્રકૃતિનો નિષેધ કરવા માટે કહે છે કેઃ—

"અનેરાને દીધાં અનેરી પ્રકૃતિનો બંધ કહ્યો છે તે અનેરી પ્રકૃતિ તો પાપની છે."

(ભ્રમ વિધ્વંસન પૃ૦ ૭૯)

વળી પણ કહે છે કે—

અવ્રત મેં દાન દે જેહનો ટાલન રો કરે ઉપાયજી,
જાને કર્મ બંધ છે મ્હાયરે, મ્હાંને ભોગવતાં દુખદાયજી.
અવ્રત મેં દાન દેવાં તણું કોઈ ત્યાગ કરે મન શુદ્ધજી,
તિણુરો પાપ નિરન્તર ટાલિયો, તિણુરી વીર વખાણી બુદ્ધજી.
('સદ્ધર્મ મંડન' પૃષ્ઠ ૧૦૧)

અર્થાત્—અવ્રતિ (જે સાધુ નથી)ને દાન આપવાથી મને કર્મનો બંધ થશે, જેને ભોગવવો મહા દુ:ખદાયી હશે, એવું સમજીને અવ્રતી (સાધુ સિવાયના અન્ય લોકો)ને દાન આપવાથી બચવાનો ઉપાય કરે. જે, સાધુ સિવાય અન્ય લોકોને દાન દેવાનો શુદ્ધ મનથી ત્યાગ કરે છે તેનું પાપ ટળી જાય છે. અને ભગવાન મહાવીર તેની બુદ્ધિની પ્રશંસા કરે છે.

આ પ્રમાણે સાધુ સિવાય બીજા સર્વ જીવોને દાન આપવું તેને પાપ ઠરાવીને તેરાપંથી લોક સાધુ× સિવાયના બીજાઓને દાન આપવાનો ત્યાગ કરાવે છે. તેરાપંથીઓની આ માન્યતા છે કે–

(૧) ભૂખ્યાંને ભોજન, તરસ્યાંને પાણી, નગ્નને વસ્ત્ર અને વર્ષા, શીત તથા તાપથી કષ્ટ પામતાં હોય તેમને સ્થાન આપવું તે પાપ છે.

(૨) કબુતરોને દાણા નાખવા તથા ગાયોને ઘાસ નીરવું એ પણ પાપ છે.

(૩) બીજા તો ઠીક, પરન્તુ પોતાના માતપિતાને ભોજન આપવું અને તેમની સેવા કરવી એ પણ પાપ છે.

આ જ પ્રમાણે દાન (આપવું) માત્ર પાપ બની જાય છે. પછી

---

×એમ બતાવવામાં આવ્યું છે કે, તેરાપંથી સાધુ, માત્ર પોતાને જ સાધુ માને છે, બીજા કોઈને સાધુ માનતા નથી. તેઓ વ્રતીનો અર્થ સાધુ જ કરે છે, વ્રતધારી શ્રાવકની ગણુના પણ અવ્રતી અને કુપાત્રમાં કરે છે.

ભલે તે બ્રાહ્મણને આપ્યું હોય, કીડી કબૂતરને આપ્યું હોય, ગૌશાલા, અનાથાશ્રમ આદિ સંસ્થાઓને આપ્યું હોય, અથવા પોતાના માતા-પિતાને આપ્યું હોય.

તેરાપંથીઓ પુણ્યતત્ત્વનું સ્વતંત્ર ઉત્પાદન માનતા જ નથી, પણ એમ જ માને છે કે, પુણ્ય નિર્જરાની સાથે જ ઉત્પન્ન થાય છે. પરન્તુ આ બાબતમાં કાં તો તેરાપંથી લોકો ભૂલે છે, અથવા તેઓ દાનને પાપ બતાવવા માટે જ એવું જાણી બુઝીને માને છે. જો પુણ્યનું ઉત્પાદન સ્વતંત્ર રીતે થતું ન હોત તો પુણ્યને અલગ તત્ત્વ જ કેમ બતાવ્યું? ખેતરમાં અનાજની સાથે ઉત્પન્ન થતા ઘાસનું અલગ વર્ણન કોઈ કરતું નથી. બીજું, જો નિર્જરાની સાથે પુણ્ય ઉત્પન્ન થાય છે તો પાપ કોની સાથે ઉત્પન્ન થાય છે? જેમ પુણ્ય અને પાપ ભિન્ન ભિન્ન ગુણવાળા સાથી છે, બંનેય આશ્રવતત્ત્વની પર્યાય છે, તેમ સંવર અને નિર્જરા પણ ભિન્ન ભિન્ન ગુણવાળા સાથી છે અને તે મોક્ષ તત્ત્વના પર્યાયરૂપે છે. એટલા માટે જો પુણ્યની ઉત્પત્તિ નિર્જરાની સાથે જ માનવામાં આવે તો પાપની ઉત્પત્તિ કોની સાથે માનવી? પછી બીચારૂં પાપ એકલું અને સ્વતંત્ર કેમ ઉત્પન્ન થાય?

ત્રીજી દલીલ લ્યો. નિર્જરા બે પ્રકારની હોય છે, અકામ અને સકામ. અકામ નિર્જરા તો બંધનું જ કારણ મનાય છે, તે નિર્જરા એવી નથી કે જે નવાં કર્મનો બંધ ન કરાવતી હોય, બીજી સકામ નિર્જરા છે. સકામ નિર્જરા સમ્યગ્ દૃષ્ટિ જ કરી શકે છે, મિથ્યાદૃષ્ટિ કરી શકતો નથી. સકામ નિર્જરા આત્માને મોક્ષ પ્રાપ્ત કરાવનાર માનવામાં આવી છે, અને જો મિથ્યાદૃષ્ટિ પણ સકામ નિર્જરા કરી શકતો હોય અને સકામ નિર્જરા કરીને મોક્ષ પ્રાપ્ત કરી શકતો હોય, તો પછી સમ્યક્ત્વની કોઈ જરૂરિયાત જ રહેશે નહિ.

જ્યારે મિથ્યાદૃષ્ટિ પણ સકામ નિર્જરા કરીને મોક્ષ પ્રાપ્ત કરી શકે તો પછી સમ્યક્ત્વની કિંમત શી રહી? એટલા માટે સમ્યક્દૃષ્ટિ

જ સકામ નિર્જરા કરી શકે છે. જીવ સમ્યક્દષ્ટિ ત્યારે જ માની શકાય કે જ્યારે નિશ્ચયમાં તો દર્શન સપ્તક અથવા અનંતાનુબંધી ચોકડી તેમજ મિથ્યાત્વમોહિની, મિશ્રમોહિની તથા સમ્યક્ત્વમોહિની એ સાત પ્રકૃતિઓનો ક્ષયોપશમ કરે અને વ્યવહારમાં જીવાજીવાદિ નવ તત્ત્વોને સમજે તથા દેવ ગુરૂ ધર્મનું સ્વરૂપ સમજીને શુદ્ધ દેવ, ગુરૂ ધર્મની શ્રદ્ધા કરે, ત્યારે જ સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. જ્યાં સુધી સમકિત થતું નથી ત્યાં સુધી સકામ નિર્જરા થઈ શકતી નથી. પુણ્યબંધ તો પહેલા ગુણસ્થાનકથી માંડી તેરમા ગુણસ્થાનક સુધી દરેક જગ્યાએ થાય છે. જ્યારે આત્મા એકેન્દ્રિય અવસ્થામાં હોય છે ત્યાં સમ્યક્ત્વ તો હોતું જ નથી. અને સમ્યક્ત્વ વિના નિર્જરા નથી, તો પછી નિર્જરા વિના પુણ્યપ્રકૃતિ કેમ બંધાય ? જો પુણ્યપ્રકૃતિનો વિકાસ માનવામાં ન આવે તો એકેન્દ્રિય જીવ, બેઇન્દ્રિયથી પંચેન્દ્રિય સુધી કેવી રીતે પહોંચી શકે ?

સમ્યક્ત્વ તો પંચેન્દ્રિયને જ પ્રાપ્ત થાય છે, ત્યાં સુધી પુણ્ય-પ્રકૃતિ કેવી રીતે બાંધે ? વળી સાંભળો. પ્રથમ ગુણસ્થાનકે વર્તતા જીવને ૧૧૭ પ્રકૃતિનો બંધ કહ્યો છે, જ્યાં ૩૯ પુણ્યપ્રકૃતિ છે, ત્યાં સકામ નિર્જરા તો છે જ નહિં, તો પછી સકામનિર્જરા વગર પુણ્ય-પ્રકૃતિ બંધાઇ કે નહિં ? એટલા માટે એમજ માનવું પડશે કે, પુણ્યનું ઉત્પાદન નિર્જરા વગર પણ થઇ શકે છે અને પુણ્ય રહિત નિર્જરા પણ થઈ શકે છે. અથવા એકાન્ત રૂપે પુણ્ય રહિત નિર્જરા પણ થાય છે. જો પુણ્ય રહિત નિર્જરા થવાનું ન માનીએ તો, તે દશામાં જીવનો કદી મોક્ષ થઇ શકે જ નહિં. કેમકે નિર્જરાની સાથે પુણ્યની ઉત્પત્તિ આવશ્યક માનવા છતાં, જીવ જેવાં કર્મનાં નિર્જરા કરશે, તેવાં પુણ્યની ઉત્પત્તિ થયા જ કરશે અને જ્યાં સુધી પુણ્ય તથા પાપ બંનેય ન છૂટી જાય ત્યાં સુધી મોક્ષ ન મળી શકે.

મતલબ એ કે તેરાપંથીઓનું આ કથન બિલકુલ અસત્ય છે કે,

પુણ્ય તો નિર્જરાની સાથે જ થાય છે, નિર્જરા વિના પુણ્ય થતું નથી. તેને માટે તેરાપંથીઓ ખેતરના અનાજનું અને ઘાસનું જે ઉદાહરણ આપે છે તે જ ઉદાહરણનો ઉપયોગ અમે પણ કરીએ છીએ કે, જેવી રીતે ઘાસ, ખેતરમાં અનાજની સાથે આપોઆપ જ ઉત્પન્ન થાય છે તથા કદી અનાજ ન થાય તો પણ તે ઉત્પન્ન થાય છે, તથા કદી માત્ર ઘાસ જ ઉત્પન્ન (વાવીને) કરવામાં આવે છે, તેવી જ રીતે પુણ્ય ક્યારેક નિર્જરાની સાથે પણ ઉત્પન્ન થાય છે, ક્યારેક નિર્જરા વિના પણ ઉત્પન્ન થાય છે, અને ક્યારેક માત્ર પુણ્ય જ ઉપાર્જન કરવામાં આવે છે. જે પ્રમાણે આવશ્યકતા મુજબ ઘાસ પણ ઉપાદેય માનવામાં આવે છે તે જ પ્રમાણે આવશ્યકતા પૂરી થતાં ઘાસ ફેંકી દેવામાં આવે છે, તે જ પ્રમાણે આવશ્યકતા પુરી થતાં, પુણ્યનો પણ ત્યાગ કરી દેવામાં આવે છે. પરંતુ જરૂરિયાત જણાતાં જેમ ઘાસ પણ ઉગાડવામાં આવે છે, ઘાસનું રક્ષણ કરવામાં આવે છે, તેમજ જરૂરિયાત અર્થે પુણ્ય પણ ઉપાર્જન કરવામાં આવે છે અને તેની રક્ષા પણ કરવામાં આવે છે.

જે લોકો પાસે પશુ વધારે હોય છે તેઓ અનાજના ઉત્પાદનની અપેક્ષાએ ઘાસ ઉત્પન્ન કરવાનો વધારે પ્રયત્ન કરે છે. બલ્કે ક્યારેક ક્યારેક તો વાવેલાં અનાજનો ઉપયોગ પણ ઘાસના બદલામાં કરે છે. તે જ પ્રમાણે જે લોકો સંસાર વ્યવહારમાં છે, તેઓ પણ નિર્જરા કરવાની અપેક્ષાએ પુણ્યનું વધારે ઉત્પાદન કરી શકે છે અને કરે છે. પણ એ જ પુણ્ય આગળ જતાં ક્યારેક નિર્જરા કરવામાં સહાયક બની જાય છે. એટલા માટે શાસ્ત્રમાં નવ પ્રકારનાં પુણ્ય કહ્યાં છે, જે દાન દ્વારા તથા મન, વચન અને કાયાની શુભ પ્રવૃત્તિઓ દ્વારા ઉત્પન્ન કરવામાં આવે છે, તથા પુણ્ય-ઉત્પાદનનો આદર્શ રાખવા માટે જ તીર્થંકર દેવો દીક્ષા લેતા પહેલાં, એક વર્ષ સુધી સોનૈયાનું દાન આપે છે.

તીર્થંકરો સોનૈયાનું જે દાન આપે છે તે દાન સાધુ તો લેતા જ નથી, અસાધુ જ લ્યે છે. જો તીર્થંકરોના તે દાનથી પુણ્ય ઉપાર્જન થાય છે એમ ન માનીયે, તો પછી તેરાપંથીઓની માન્યતાનુસાર તે દાનને પાપ માનવું પડશે, કેમકે તેરાપંથીઓની આ માન્યતાઓ અમે ઉપર બતાવી ચૂકયા છીએ કે,

(૧) અવ્રતીને દાન આપવું તે પાપ છે.

(૨) પુણ્યથી અનેરી (બીજી) પ્રકૃતિ પાપની છે.

આ માન્યતાઓ પ્રમાણે તીર્થંકરો દ્વારા આપવામાં આવેલું દાન પાપ ઠરે છે. પરંતુ તેરાપંથીઓ એવું સાહસ કદી ન કરી શકે કે તીર્થંકરોએ આપેલાં દાનને તેઓ પાપ કહે, તેટલા માટે તેઓ એમ કહે છે કે, 'એ તો તીર્થંકરોની રીતિ છે.' બીજી બાબત એ કહે છે કે, તીર્થંકરો જે સોનૈયાનું દાન આપે છે તે સોનૈયા દેવતાઓએ લાવેલા હોય છે. બહુ જ સારૂં. પરન્તુ દેવોએ આપેલા સોનૈયા અથવા અન્ય વસ્તુઓનું દાન કરવાથી પાપ તો નથી લાગતું ને ? ત્યારે તો પુણ્ય જ થશે ? કેમકે જ્યાં પુણ્ય નથી ત્યાં પાપ માનો છો; તો જ્યાં પાપ નથી ત્યાં પુણ્યનું અસ્તિત્વ કેમ નહિ સ્વીકારો ? જો કોઈ માણસને દેવોનું, રાજાનું કે બાપદાદાનું અથવા જમીનમાં દટાયેલું કે પડેલું પુષ્કર ધન મળ્યું અને તે તેણે લંગડા, લૂલાં અને ભીખારીઓને વહેંચી દીધું અથવા અનાથાશ્રમ, અપંગાશ્રમ કે પાંજરાપોળને આપી દીધું, તો આપની દૃષ્ટિએ તે માણસનું આ દાન પાપમાં રહ્યું કે પુણ્યમાં ?

જો તેરાપંથી લોકો આવા દાનને પુણ્ય તરીકે માને, તો તો પછી તેમણે સાધુઓ સિવાય અન્ય લોકોને આપેલા દાનમાં પુણ્ય માનવું જ પડશે; પરંતુ તેરાપંથી લોકો આ જાતના દાનને પુણ્ય નથી માનતા, પણ પાપ જ માને છે. તો પછી તીર્થંકરો દ્વારા અપાયેલું દાન પાપ કેમ નહિ ? તેને પાપ કહેવામાં સંકોચ શા માટે થાય છે ?

તેરાપંથી લોકો કહે છે કે, તીર્થંકરોની દાન દેવાની રીતિ છે, તેથી તેઓ દાન આપે છે, તેથી તેમાં પુણ્ય પણ નથી અને પાપ પણ નથી. એ જ પ્રમાણે રાજા શ્રેણિક પોતાના રાજ્યમાં કોઈ જીવને ન મારવાની ઘોષણા કરાવી હતી, તેને માટે પણ તેઓ કહે છે કે—

શ્રેણિક રાજા પટહો ફિરાવિયો,
યહ તો જાણો હો મોટા રાજાં રી રીત;
ભગવંત ન સરાહ્યો તેહને,
તો કિમ આવે હો તિણરી પરતીત.

( અનુકમ્પા ઢાળ ૭ મી )

અર્થાત્—શ્રેણિક રાજાએ જે અમારિ-ઘોષણા ( જીવ ન મારવા બાબત ) કરાવી હતી તે તો મોટા રાજાઓની રીતિ છે; ભગવાને તે કાર્યની પ્રશંસા ન કરી, તો તે કાર્યને ધર્મ કેમ કહેવાય ?

આવી રીતે તીર્થંકરો દ્વારા દેવામાં આવેલ દાનને અને શ્રેણિક રાજાની જીવ ન મારવાની ઘોષણાને 'રીતિ' કહીને એક બાજુ કાઢી નાખે છે. આ કામ 'રીતિ'થી થાય છે માટે તેમાં ધર્મ નથી માનતા, પુણ્ય નથી માનતા, તેમ તેને પાપ કહેવાની હિંમત પણ નથી કરતા. પરંતુ જો 'રીતિ' હોવાના કારણે જ તીર્થંકરો દ્વારા આપવામાં આવેલું દાન, તથા શ્રેણિક રાજા દ્વારા કરાવવામાં આવેલી ઘોષણા, ધર્મ, પુણ્ય કે પાપ એ ત્રણેમાંથી એકેયમા ન હોય તો પછી, બાળકને જમાડવો, અથવા વિવાહ પ્રસંગે ભાત, વરોઠી ( ભાત એ પુત્રીપક્ષ તરફથી અપાતી રસોઈનું નામ છે અને વરોઠી પુત્રપક્ષ તરફથી અપાતી રસોઈનું નામ છે ) વગેરેમાં એકાન્ત પાપ કઇ રીતે હોઇ શકે ? કેમકે આ કામો પણ 'રીતિ' પ્રમાણે જ કરવામાં આવે છે. રીતિ મુજબ આપવામાં આવેલ તીર્થંકર દ્વારા દાન અને રાજા શ્રેણિકની ઘોષણા જો પાપની અંદર ન હોય તો રીતિ અનુસાર કરાવવામાં

આવેલ જ્ઞાતિ ભોજન, સંબંધી ભોજન અથવા સહધર્મી–ભોજન એ પાપ શા માટે છે ? અને જો 'રીતિ'ને કારણે કરવામાં આવેલાં આ કાર્યોમાં પાપ થતું હોય તો તીર્થંકરો દ્વારા આપવામાં આવેલ દાન અને રાજા શ્રેણિક દ્વારા કરવામાં આવેલી અહિંસાની ઘોષણા પાપ કેમ નહિં ? ભાત, વરોડી, સગાંસંબંધી તથા શ્રાવકને જમાડવાના સંબંધમાં તો તેરાપંથી કહે છે કે–

છ: કાયા જીવાંને જીવ સૂ મારીને
સગાસયણુ ન્યાત જિમાવેજી,
યહ પ્રત્યક્ષ છે સાવદ્ય સંસારનો કામોં,
તિણમેં ધર્મ બતાવેજી.
(અનુકમ્પા ઢાળ ૯ મી)

અર્થાત્—છકાયના જીવોને જાનથી મારીને સંબંધી, મિત્ર અને ન્યાતને જમાડવી એ પ્રત્યક્ષ જ પાપપૂર્ણ અને સંસારવૃદ્ધિનું કામ છે, છતાં કુગુરૂ લોકો આ કામમાં પણ ધર્મ બતાવે છે.

શ્રાવકને માંહોમાંહી છ: કાય ખવાવે,
છ કાય મારીને જિમાવે,
યહ જીવહિંસા રો રાહ ખોટો,
તિણમાં હી ધર્મ અનાર્ય બતાવે. ૧
(અનુકમ્પા ઢાળ ૧૩ મી)

ખર્ચ આધરણી ને ભાત બરોઠી,
અનેક આરંભ કર ન્યાત જિમાવે,
યે સબ સંસાર તણા કર્તવ્ય છે,
તિણમાંહિ મૂરખ ધર્મ બતાવે ૧૦
(અનુકમ્પા ઢાળ ૧૩ મી)

અર્થાત્—શ્રાવક પરસ્પર છકાયના જીવ ખવડાવે છે અને છકાયના જીવોને મારીને જમાડે છે. આ જીવહિંસાનો માર્ગ જ ખોટો છે, છતાં અનાર્ય લોકો આમાં પણ ધર્મ બતાવે છે. (૧)

રૂપિયા ખર્ચીને અનેક આરંભો કરીને, અધરણી (ગર્ભવંતીનો આઠમા કે સાતમા માસનો ઉત્સવ), ભાત, વરોઠી વગેરે જ્ઞાતિવાળાને જમાડે છે એ બધાં સંસારને વધારનારાં કાર્યો છે (અથવા પાપ છે), છતાં મૂર્ખ લોકો તેમાં ધર્મ બતાવે છે.

આ પ્રમાણે સંબંધી, સ્નેહી, સ્વધર્મી (શ્રાવક) અને જ્ઞાતિને જમાડવાનું 'રીતિ' અનુસાર હોવા છતાં પણ તેરાપંથી લોકો પાપ કહે છે, તો પછી તીર્થંકરોએ આપેલાં દાનને અને શ્રેણિકની જીવ-હત્યા ન કરવાની ઘોષણાને પાપ કેમ નથી કહેતા? જો આ બધાં કાર્યો રીતિ મુજબ જ છે, તો એકને પાપ કહેવું અને બીજાને પાપ ન કહેવું એનો અર્થ શો? એ તો ખુલ્લી રીતે જનતાને છેતરવા બરોબર છે.

સાધુઓ સિવાય બીજા માણસોને આપવામાં આવેલું દાન, તથા મિત્ર, સ્નેહી, સંબંધી, જ્ઞાતિ વગેરેને ભોજન કરાવવું એ એકાન્ત પાપ નથી, એ અમે આગળના પ્રકરણમાં બતાવીશું. અહિં તો માત્ર એટલું જ બતાવવું ઇષ્ટ છે કે, તેરાપંથી લોકો અનુકમ્પા દાનના દુશ્મન બનીને લોકોને કેવી રીતે ભ્રમમાં નાખે છે અને કેવી રીતે ક્યાંક કંઇ અને ક્યાંક કંઇ માને છે!

❦

# દાન કરવું એ પાપ નથી



જો કે દયા અને દાન જૈનધર્મના પ્રાણ છે. કોઈ પણ મરતા જીવને બચાવવો અને કોઈ પણ નાગા, ભૂખ્યાં કે દુઃખ પામતાં જીવોનું દુઃખ દૂર કરવું એમાં પાપ નથી, તેમજ તેરાપંથીઓ સિવાય કોઈ પણ મનુષ્યો તેમાં પાપ માનતા જ નથી. એટલા માટે તેને સિદ્ધ કરવા માટે કોઇ પણ પ્રયાસ કરવો તે સૂર્યને દીપક બતાવવાનો પ્રયાસ કરવા સમાન વ્યર્થ છે. છતાં પણ તેરાપંથી સાધુઓ પોતાની કુયુક્તિઓથી ભોળા લોકોના હૃદયમાં એમ ઠસાવવાનો પ્રયત્ન કરે છે કે, કોઈ મરતા જીવને બચાવવો અથવા સાધુઓ સિવાય બીજા કોઇને પણ કંઇ આપવું તે પાપ છે. પરન્તુ તેમનું આ કથન શાસ્ત્રની વિરુદ્ધ પણ છે અને વ્યવહાર વિરુદ્ધ પણ છે.

સાધુઓ સિવાયના અન્ય લોકોને દાન દેવું અથવા મિત્ર, સંબંધી, સ્વધર્મી આદિને ખવડાવવા-પીવડાવવા પાપ છે, એ સિદ્ધ કરવા માટે તેરાપંથી લોકો આનંદ શ્રાવકનું ઉદાહરણ સન્મુખ રાખે છે અને કહે છે કે, જુઓ, આનંદ શ્રાવકે ભગવાન મહાવીર સમક્ષ એવી પ્રતિજ્ઞા કરી હતી કે, હું શ્રમણ તથા નિર્ગ્રન્થ સિવાય બીજા કોઇને આહાર-પાણી નહિ આપું. તેમજ તેમનો સત્કાર કે સ્વાગતાદિ નહિ કરૂં. આવું ઉદાહરણ આપીને, તેરાપંથી લોકો આ ઉપરથી એવી દલીલ કરે છે કે, જો સાધુ સિવાય અન્ય લોકોને દાન આપવામાં તથા

ખવડાવવા-પીવડાવવા કે સ્વાગત-સત્કાર કરવામાં પાપ ન હોત, તો આનંદ શ્રાવક એવો અભિગ્રહ શા માટે લેત? અને ભગવાન મહાવીર એવો અભિગ્રહ શા માટે કરાવત? વગેરે.

આ પ્રમાણે આનંદ શ્રાવકના અભિગ્રહના નામે સાધુ સિવાય બીજા લોકોને દાન દેવામાં પાપ બતાવે છે. જો કે, આનંદ શ્રાવકે જે અભિગ્રહ લીધો હતો તે અન્ય યૂથિક સાધુઓને ગુરૂ બુદ્ધિથી દાન દેવાની બાબતમાં જ લીધો હતો, એવું તેરાપંથીઓ સિવાયના સઘળા જૈનો માને છે કે જેઓ ઉપાસકદશાંગ સૂત્રને માનનારા છે, પરન્તુ આ વાત તેરાપંથીઓને સ્વીકાર્ય નથી. તેઓ આ સંબંધમાં ઘણી દલીલો કરે છે અને કહે છે કે, આનંદ શ્રાવકનો અભિગ્રહ સાધુ સિવાય સૌને માટે હતો.

અમે આ દલીલોમાં હમણાં ન પડતાં, આનંદ શ્રાવકના ચરિત્રથી જ એ સિદ્ધ કરીએ છીએ કે, સાધુ સિવાય અન્ય લોકોને દાન આપવું અથવા મિત્ર, જ્ઞાતિ, કુટુંબી, સ્વજન, સંબંધી આદિને ખવડાવવું-પીવડાવવું અથવા દાન દેવું, એ પાપ નથી. અમે જે કાંઈ કહેશું, તેથી એ પણ સ્પષ્ટ થઈ જશે કે, વાસ્તવમાં આનંદ શ્રાવકે જે અભિગ્રહ કર્યો હતો તે સઘળા લોકો માટે ન હતો, પણ માત્ર અન્ય યૂથિક સાધુઓને દાન આપવા વગેરેના વિષયમાં જ હતો અને તે પણ કેવળ ગુરૂબુદ્ધિથી.

આપ આનંદ શ્રાવકનું ચરિત્ર જુઓ. "કોઈ સમયે અર્ધી રાત પછી, ધર્મજાગરણ કરતા થકા, આનંદ શ્રાવકે આ પ્રકારનો અધ્યવસાય (વિચાર) અને મનોગત સંકલ્પ કર્યો કે, હું આ વાણિજ્યગ્રામ નગરના ઘણા રાજ્યાધિકારીઓ તેમજ સમસ્ત કુટુંબને માટે આધારભૂત છું, આ કારણે તેમના કામોમાં પડવાથી, મેં ભગવાન મહાવીર પાસેથી જે ધર્મ સ્વીકાર્યો છે તે ધર્મ પૂરી રીતે પાળવામાં હું સમર્થ નથી. એટલા માટે હું આવતી કાલે સૂર્યોદય થતાં, ખૂબ જ અશન, પાન,

ખાદ્ય અને સ્વાદ્ય (ભોજન, પેય, ઉપભોજન અને સ્વાદ્ય) નિપજાવીને, મારા મિત્રો જ્ઞાતિ વગેરેને જમાડીને, તથા મિત્ર, જ્ઞાતિ અને જ્યેષ્ઠ પુત્રની સમ્મતિ લઇને, કોલ્લાક સન્નિવેશની પૌષધશાળામાં ભગવાન મહાવીર પાસે અંગીકાર કરેલા ધર્મનું પાલન કરતો થકો વિચરીશ. આ પ્રમાણે નિશ્ચય કરીને, આનંદ શ્રાવકે સૂર્યોદય થતાં ખાવાપીવાની અનેક સામગ્રીઓ તૈયાર કરાવી અને મિત્ર, જ્ઞાતિ તથા નગરજનોને બોલાવીને ખવડાવી-પીવડાવી તથા પુષ્પ-વસ્ત્ર આદિથી તે સર્વનો સત્કાર-સન્માન કર્યો. પછી તે સર્વની સામે પોતાના મોટા પુત્રને બોલાવીને તેને કહ્યું કે પુત્ર! જેમ હું વાણિજ્ય ગ્રામમાં રાજાદિને માટે તથા કુટુંબને માટે આધારભૂત થઇને રહેતો હતો, તેજ પ્રમાણે તમે પણ સૌને માટે આધારભૂત બનીને રહેજો."

આનંદ શ્રાવકને માટે જે પાઠ ઉપર આપ્યો છે તેને સૂત્રમાં પૂર્ણભદ્રનું ઉદાહરણ આપીને સંક્ષિપ્ત કરી દીધો છે. આ પાઠથી સ્પષ્ટ છે કે, આનંદ શ્રાવકે ધર્મજાગરણ કરતા, ખાનપાનાદિ સામગ્રી બનાવરાવીને, જ્ઞાતિજનો તથા મિત્રાદિને ભોજન કરાવવાનો સંકલ્પ કર્યો હતો. તે સંકલ્પ અનુસાર આનંદ શ્રાવકે સવારે ઘણી ખાનપાનાદિની સામગ્રી બનાવરાવી તથા મિત્ર, જ્ઞાતિ અને નગરના લોકોને ભોજન કરાવીને તેમને પુષ્પ, વસ્ત્રાદિ અર્પણ કરી તેમનો સત્કાર-સન્માન પણ કર્યો.

અભિગ્રહના પાઠ સાથે આ પાઠનું મિલન કરવાથી સ્પષ્ટ થાય છે કે, આનંદ શ્રાવકનો અભિગ્રહ સાધુ સિવાય સૌને માટે ન હતો, પરન્તુ માત્ર અન્ય તીર્થી સાધુઓને માટે જ હતો, અને તે પણ ગુરુબુદ્ધિપૂર્વક દાન દેવા અને સત્કાર-સન્માન કરવા માટે. જો આનંદ શ્રાવકનો અભિગ્રહ સૌને માટે હોત તો તેઓ મિત્ર, જ્ઞાતિ અને નગરના માણસોને ભોજનાદિ બનાવરાવીને શા માટે જમાડત, તેમનો સત્કાર સન્માન કેમ કરત તથા તેમને વસ્ત્ર-પુષ્પાદિ શા માટે આપત ?

આનંદ શ્રાવકનું આ કાર્ય તેમણે રાખેલા કોઇ આગારની અંદર પણ નથી આવતું. કારણ કે તેમણે સૌને ભોજન કરાવવા બાબત જે નિશ્ચય કર્યો હતો, તે પોતાના મનથી જ કર્યો હતો, એવો શાસ્ત્રનો સ્પષ્ટ પાઠ છે. તેમને રાજગણ, બલવાન, ગુરૂજન વગેરે કોઇએ પણ એમ ન્હોતું કહ્યું કે, તમે અમને બધાને ભોજન કરાવો અને વસ્ત્રાદિ આપો.

આનંદ શ્રાવકે પોતાના આ કાર્ય માટે પ્રાયશ્ચિત પણ લીધું ન્હોતું. બીજું તો શું પરંતુ તેમણે સૌને જમાડવાનો જે નિશ્ચય કર્યો હતો તે પણ ધર્મ જાગરણ કરતી વખતે. જો નગરજનો વગેરે કોઇને ખવડાવવું અથવા કોઇને કાંઇ આપવું એમાં પાપ હોત તો આનંદ શ્રાવક એવું પાપ શા માટે કરત? તેમણે એ કાર્ય ભૂલથી કર્યું હોય એવું પણ નથી. કેમકે શાસ્ત્રનો આ પાઠ સ્પષ્ટ છે કે, આણંદ શ્રાવકે જે વ્રતો લીધાં હતાં અથવા જે પ્રતિજ્ઞા કરી હતી તેનો અર્થ પણ તેમણે ભગવાન પાસેથી જાણી લીધો હતો.

જો તેરાપંથીઓના કથનાનુસાર મિત્ર, જ્ઞાતિ, સંબંધીઓ વગેરેને ખવડાવવા-પીવડાવવા અથવા દેવામાં પાપ હોત તો આનંદ શ્રાવકને માટે એવું કોઈ કારણ ન હતું કે તેઓ આવું પાપ કરે, કારણ કે તે કાર્ય વિશેષ નિવૃત્તિ લેવા વખતે શ્રાવકપણામાં કર્યું હતું. આ રીતે આ પાઠથી સિદ્ધ થાય છે કે—

(૧) આનંદ શ્રાવકે જે અભિગ્રહ કર્યો હતો તે અન્ય તીર્થી સાધુઓને ગુરૂબુદ્ધિથી દાન આપવાની બાબતમાં જ હતો. સાધુઓ સિવાય બીજા કોઇને ભોજન કરાવવું અથવા કાંઇ આપવું એ પાપ છે એવી દૃષ્ટિથી આનંદનો અભિગ્રહ ન હતો.

(૨) મિત્ર, સ્નેહી, જ્ઞાતિ તથા અન્ય લોકોને ખવડાવવા-પીવડાવવા અને વસ્ત્રાદિ આપવામાં પાપ નથી. જો પાપ હોત, તો

આનંદ શ્રાવક એ પાપ શા માટે કરત ? કે જ્યારે તેઓ વિશેષ-નિવૃત્તિ કરવા માટે જઈ રહ્યા હતા. અને અભિગ્રહ ભંગ કરીને કરત, તો વિરાધક કહેવાત અને તે માટે આલોચના પણ કરત, તેવો કોઈ પણ અધિકાર ઉપાસક દશાંગ સૂત્રમાં નથી.

આનંદ શ્રાવકને માટે આ વાત પણ ધ્યાનમાં લેવા યોગ્ય છે કે, આનંદ શ્રાવક સૌને માટે આધારભૂત હતા. આનંદ શ્રાવકના વર્ણનમાં આ બાબત અનેકવાર આવી છે કે, આનંદ શ્રાવક સૌને આધાર રૂપ હતા, અને તેમણે પોતાના પુત્રને પણ એમજ કહ્યું કે, તમે પણ સૌને માટે આધારભૂત બનીને રહેજો. કોઈ પણ માણસ કોઈને માટે ત્યારે જ આધાર ભૂત બની શકે, કે જ્યારે તે આધાર રૂપ બનેલ વ્યક્તિ આધેય વ્યક્તિ પ્રત્યે ઉદારતા ભર્યો વ્યવહાર રાખે, અને આધેય વ્યક્તિને પ્રસંગે પ્રસંગે કાંઈક આપતો પણ રહે, તેનું કષ્ટ પણ દૂર કરતો રહે. એવું કર્યા સિવાય, કોઈ પણ વ્યક્તિ, કોઈને માટે આધાર ભૂત છે એમ કેમ માની શકાય ?

તેરાપંથી લોકો આ સઘળી બાબતોને પાપ માને છે. પરન્તુ જો આ બાબતો પાપ હોત, તો આનંદ શ્રાવક બધી બાબતોનો પણ ત્યાગ કરી દેત; પરન્તુ આનંદ શ્રાવક જ્યાંસુધી સંસાર વ્યવહારમાં રહ્યા, ત્યાં સુધી સૌને માટે આધાર બની રહ્યા અને સંસાર વ્યવહારથી નિવૃત્ત થતી વખતે, તેમણે પોતાના પુત્રને પણ એજ શીખામણ આપી કે, સૌને માટે આધાર બનીને રહેજો. આથી સ્પષ્ટ છે કે, આધાર બનવા માટે, આનંદ શ્રાવકમાં, બીજાઓને સહાય કરવી, બીજાઓનાં દુઃખો દૂર કરવા, અને બીજાઓ પ્રતિ ઉદારતા ભર્યો વ્યવહાર રાખવો વગેરે જે બાબતો હતી, તે બાબતો પાપ રૂપ ન હતી, પરંતુ પુણ્ય રૂપ જ હતી.

તેરાપંથીઓની માન્યતાનુસાર તો દામ લઈને અસંયતિનું પોષણ કરવું, એ પંદર કર્માદાન માંહેનું એક કર્માદાન છે, અથવા અનાચરણીય

પાપ છે, અને દામ લીધા વિના પણ અસંયતિનું પોષણ કરવું એ પાપ છે (જેમકે અમે પાછળના કુપાત્ર અને સુપાત્રના પ્રકરણમાં તેરાપંથીઓ દ્વારા શાસ્ત્રના ખોટા અર્થો થયાના ઉદાહરણોમાં બતાવી ચૂકયા છીએ), પરન્તુ જો તેરાપંથીઓનું આ કથન સાચું હોત તો આનંદ શ્રાવક એવું પાપ શા માટે કરત ?

આનંદ શ્રાવકની બાબતમાં એક વાત એ પણ ધ્યાનમાં રાખવાની છે કે, આનંદ શ્રાવકે મિત્ર, જ્ઞાતિ આદિને ભોજન કરાવવાનો જે નિશ્ચય કર્યો હતો તે ધર્મ જાગરણ કરતી વખતે જ કર્યો હતો. જો આવી જાતનો વિચાર એ પાપ હોત, તો શાસ્ત્રકાર એમ લખત કે, ધર્મ જાગ્રિકા કરતા તેમને આ પ્રકારનો પાપપૂર્ણ વિચાર થયો. તેમના આવા વિચારને ધર્મજાગ્રિકાની અંદર ન ગણત.

આનંદ શ્રાવકના ચરિત્રથી તેરાપંથીઓનું આ કથન તો અસત્ય જ ઠરે છે કે-શ્રાવક, સંબંધી અને નાતજાત વગેરેને જમાડવામાં પાપ છે. જો તેરાપંથીઓનું કથન સાચું માનવામાં આવે, તો તે સાથે એમ પણ માનવું પડશે કે, આનંદ શ્રાવકે પોતાની પ્રતિજ્ઞા તોડી હતી. કેમકે અમે એ બતાવી ચૂકયા છીએ કે, આનંદ શ્રાવકે સૌને જમાડવાનો જે નિશ્ચય કર્યો હતો તથા સૌને જમાડયા હતા, તે કોઇ પણ આગારની અંદર આવતું નથી. અને આનંદ શ્રાવકે પોતાનું કોઇ વ્રત કે કોઇ અભિગ્રહ તોડેલ હોય એવો શાસ્ત્રમાં કોઇ પાઠ પણ નથી. એટલા માટે આ સંબંધમાં તેરાપંથીઓની કોઇ પણ દલીલ વાજબી ઠરતી નથી.

સાધુ સિવાય અન્ય લોકોને દાન દેવામાં પાપ નથી, એ સિદ્ધ કરવા માટે અમે એક બીજું શાસ્ત્રીય પ્રમાણ આપીયે છીએ. 'રાય-પ્રસેણી' સૂત્રમાં રાજા પ્રદેશીનું વર્ણન આવેલ છે. રાજા પ્રદેશી નાસ્તિક હતો. નાસ્તિક હોવાને કારણે, તે કોઇને દાન આપે એવો સંભવ નથી; બલ્કે એ જ સંભવ છે કે, તે બીજાની પાસે જે કંઇ હોય તે

મૂંટવી લ્યે. પરન્તુ કેશી શ્રમણુને ઉપદેશ સાંભળીને, તેણે કેશી સ્વામી શ્રમણ આ પ્રતિજ્ઞા કરી હતી કે—

**अहं णं सेयंबिया पामोक्खाइं सत्तग्गाम सहस्साइं चत्तारि भागे करिस्सामि। पगे भागें बल वाहणस्स दलइस्सामि, पगे भागे कोट्ठागारे दलइस्सामि, पगें भागे अन्तेउरस्स दलइस्सामि, पगेण भागेणं महइ महालिय कुडागार सालं करिस्सामि। तत्थणं बहु हिं पुरिसेहिं दिण्णभत्ति भत्तवेयणेहि विउलं असणं पाणं खाइमं साइमं उवक्खडावेत्ता बहुणं समण माहण भिक्खुयाणं पंथि पहियाणय परिभोये माणे बहुहिं सीलवय, पच्चक्खाणं पोसहोववासेहिं जाव विहरिस्सामि॥**

અર્થાત્—હું શ્વેતાંબિકા નગરી પ્રમુખ સાત હજાર ગ્રામોને (અથવા મારા રાજ્યને) ચાર ભાગમાં વહેંચીને, એક ભાગ બલ વાહન (ફોજ વગેરે)ને માટે આપીશ, એક ભાગ તિજોરી માટે આપીશ, એક ભાગ અંતઃપુરને માટે આપીશ અને એક ભાગમાંથી એક ઘણી જ મોટી દાનશાળા બંધાવીને, તેમાં ઘણા નોકરો રાખીને, ઘણું જ અશન, પાન, ખાદ્ય, સ્વાદ્ય (ખાવા-પીવાના પદાર્થો) બનાવરાવીને, શ્રમણ (સાધુ), માહન (બ્રાહ્મણ કે શ્રાવક), ભિક્ષુક અને માર્ગમાં ચાલતા લોકોને ખવડાવતો-પીવડાવતો, વ્રત, પ્રત્યાખ્યાન, પૌષધોપવાસ કરતો થકો વિચરીશ.

આ શાસ્ત્ર પાઠથી પણ સિદ્ધ થાય છે કે, સાધુ સિવાય અન્ય લોકોને દાન દેવું એકાન્ત પાપ નથી. એવી જ રીતે સાધુઓને માટે પણ દીન, દુઃખી, ભિક્ષુક વગેરેને દાન આપવાનો ઉપદેશ કરવો એમાં પાપ નથી. જો સાધુ સિવાય અન્ય લોકોને દાન દેવામાં કે દાન દેવાનો ઉપદેશ કરવામાં એકાન્ત પાપ હોત, તો કેશી શ્રમણ, રાજા પ્રદેશીને દાન આપવા માટેનો ઉપદેશ જ શા માટે આપત? અને રાજા પ્રદેશી, શ્રાવક બન્યા પછી, સૌને દાન આપવા માટે દાનશાળા

બનાવવાની કેશી સ્વામી સમક્ષ પ્રતિજ્ઞા જ કેમ કરત? આ વાત તો સામાન્ય બુદ્ધિવાળો પણ સમજી શકે છે કે, જો પ્રદેશી રાજા નાસ્તિક હતો, દાન-પુણ્ય, આત્મા-પરમાત્મા કે સાધુ ભિક્ષુક વગેરે કોઈને માનતો જ ન હતો, તેને જો કેશી શ્રમણે દાન આપવાનો નિષેધ કરી દીધો હોત તો તે દાનશાળા વિષયક યોજના કેમ કરત, તથા તે યોજના કેશી શ્રમણને કેમ સંભળાવત? આથી સ્પષ્ટ છે કે—

(૧) દીન-દુઃખી, ભિખારી વગેરેને દાન આપવું એ એકાન્ત પાપ નથી.

(૨) સાધુઓએ આ વિષયમાં ઉપદેશ આપવો તે પણ એકાન્ત પાપ નથી, પરંતુ આ વિષય પરત્વે નિષેધ કરવામાં જ પાપ છે.

અહિંયા તેરાપંથી લોકો એક દલીલ આપે છે. તે દલીલનો જવાબ પણ આપવો જરૂરી છે. તેરાપંથી લોકો કહે છે કે, રાજા પ્રદેશીની દાનશાળા ખોલવા બાબતની પ્રતિજ્ઞા સાંભળીને પણ કેશી શ્રમણ મૌન જ રહ્યા. કેશી શ્રમણ કાંઈ બોલ્યા નહિ. મૌન રહ્યા, માટે રાજા પ્રદેશીએ દાનશાળા ખોલવી એ પાપ છે. કેવી મજેદાર દલીલ છે! આ દલીલ પ્રમાણે જે વાત સાંભળીને સાધુ ચૂપ રહે તે વાત પાપમાં જ માની શકાય! પરન્તુ રાજા પ્રદેશીએ દાનશાળાની વાત કરતાં એમ પણ કહ્યું હતું કે, હું શીલ પ્રત્યાખ્યાન અને પૌષધ-ઉપવાસ કરતો વિચરીશ. રાજા પ્રદેશીનું આ કથન સાંભળીને પણ કેશી મુનિ કાંઈ બોલ્યા ન હતા. એટલા માટે શું શીલ, પ્રત્યાખ્યાન અને પૌષધ-ઉપવાસ પણ પાપ છે? કેશી મુનિના ન બોલવાથી પણ જો શીલ, પ્રત્યાખ્યાન અને પૌષધ ઉપવાસ પાપ નથી, તો દાનશાળા ખોલાવવી તથા દાન આપવું એ પાપ કેમ હોઈ શકે? અને જો સાધુ સિવાય અન્ય લોકોને આપવામાં પાપ હતું, તો કેશી શ્રમણે રાજા પ્રદેશીની દાનશાળા ખોલવાના વિષયની નિંદા કેમ ન્હોતી કરી? જો એમ કહેવામાં આવે કે, દાનશાળા ખોલવા બાબતના વિચારની

નિંદા કરવાથી ઘણા લોકોને અંતરાય પડે, તો તેરાપંથીઓનું આ કથન તેમના જ કથનથી વિરુદ્ધ જશે. તેરાપંથી લોકો 'ભ્રમ વિધ્વંસન' પૃષ્ઠ ૫૧-૫૨ માં સ્પષ્ટ કહે છે કે—

**'વર્તમાનકાળે દેતો લેતો દેખી પાપ કહ્યાં અંતરાય લાગે. અને ઉપદેશ મેં હુવે જિસા ફલ બતાયાં અંતરાય લાગે નહિં. અનેક ઠામે અસંયતી ને દાન દેવે તેહના કડુઆ ફલ ઉપદેશ મેં શ્રી તીર્થંકર દેવે કહ્યા છે. તે ભણી ઉપદેશ મેં પાપ કહ્યાં અંતરાય લાગે નહીં. ઉપદેશ મેં છે જિસા ફલ બતાયાં અંતરાય લાગે તો મિથ્યા દષ્ટિ રો સમ્યગ્ દષ્ટિ કિમ આવે, ઓલખણા તો સાધુ રી બતાઇજ આવે છે.'**

અર્થાત્—વર્તમાન કાળમાં દેતા લેતા જોઈને પાપ કહેવાથી અંતરાય લાગે છે, પરંતુ ઉપદેશમાં જેવું ફળ હોય તેવું ફળ બતાવવાથી અંતરાય લાગતી નથી. ઉપદેશમાં તો તીર્થંકરોએ અનેક જગ્યાએ અસંયતિને દાન દેવાનું કટુ ફળ કહ્યું છે. એટલા માટે 'અસંયતિને દાન આપવું પાપ છે.' એવું ઉપદેશમાં કહેવાથી અંતરાય નથી લાગતી. જો ઉપદેશમાં અસંયતિને દાન દેવાનું કટુ ફળ બતાવવાથી અંતરાય લાગતી હોય તો મિથ્યા-દષ્ટિ વ્યક્તિ સમ્યગ્ દષ્ટિ કેવી રીતે બની શકે? ધર્મ અધર્મની ઓળખાણ કેવી રીતે થાય? ધર્મ અધર્મની ઓળખાણ તો સાધુના બતાવવાથી જ થાય છે.

તેરાપંથીઓના આ કથનાનુસાર રાજા પ્રદેશીના દાનશાળા ખોલવા બાબતના વિચારને પાપ બતાવવામાં કેશી શ્રમણને કોઈ જાતની હરકત આવતી ન હતી. કેમકે કેશી શ્રમણની સામે રાજા પ્રદેશી કોઈને કાંઈ આપી રહ્યો ન હતો, માટે કેશી શ્રમણ ઉપદેશમાં રાજા પ્રદેશીને એમ કહી શકતા હતા કે—

'તારો દાનશાલા ખોલીને સૌને દાન દેવાનો વિચાર પાપ પૂર્ણ છે.'

જો સાધુઓ સિવાય અન્ય લોકોને દાન આપવું એ પાપ છે છતાં કેશી શ્રમણે આ પાપના કાર્યની ઓળખાણ રાજા પ્રદેશીને ન કરાવી, આ પાપનું ફળ રાજા પ્રદેશીને ન બતાવ્યું, તો તે સ્થિતિમાં કેશી શ્રમણ પોતાના કર્તવ્યમાં પતિત મનાત. કારણ કે, તેરાપંથી પોતે કહે છે કે, 'જો ઉપદેશમાં અસંયતિને દાન દેવાનું કડુ ફળ બતાવવાથી અંતરાય લાગતી હોય તો મિથ્યા દૃષ્ટિ વ્યક્તિ સમ્યગ્દૃષ્ટિ કેમ બની શકે? અને ધર્મ અધર્મની ઓળખાણ કેમ થઇ શકે? ધર્મ અધર્મની ઓળખાણ તો સાધુના બતાવવાથી જ થાય છે.' આ અનુસાર કેશી શ્રમણનું કર્તવ્ય હતું કે, રાજા પ્રદેશી દાનશાળા ખોલીને સૌને દાન આપવાનું ખોટું અને પાપમય જે કાર્ય કરવા ઇચ્છતા હતા અને અંતમાં શાસ્ત્રના પાઠ પ્રમાણે જે કાર્ય રાજા પ્રદેશીએ સત્વર જ કરી નાખ્યું–દાનશાળા ખોલી–તે કાર્ય કરતાં તેઓ રાજા પ્રદેશીને રોકત, તે કાર્યનું કડવું ફળ બતાવત તથા રાજા પ્રદેશીને ધર્મ અધર્મની ઓળખાણ કરાવત.

કેશી શ્રમણે આ બધું ન કર્યું, માટે તેરાપંથીઓની દૃષ્ટિમાં કેશી શ્રમણ કર્તવ્યથી ભ્રષ્ટ બન્યા. પરંતુ કેશી શ્રમણ કર્તવ્યભ્રષ્ટ હતા એવું તેરાપંથી પણ કહેતા કે માનતા નથી. આ સ્થિતિમાં તેરાપંથીની આ દલીલ કોઇ કિંમતની નથી કે, રાજા પ્રદેશીનું દાનશાલા વિષયક કથન સાંભળીને કેશી શ્રમણ કાંઈ બોલ્યા ન હતા. અને એટલા માટે રાજા પ્રદેશીનું દાનશાલાનું ખોલવું એ પાપ હતું.

કેશી શ્રમણ ન બોલવાથી અને કેશી શ્રમણે દાનશાલા વિષયક રાજા પ્રદેશીના વિચારની પ્રશંસા ન્હોતી કરી, તેથી જો રાજા પ્રદેશીનું દાનશાલાનું ખોલવું એ પાપ હોય, તો આનંદ શ્રાવકનું વ્રત અભિગ્રહાદિનું સ્વીકારવું એ પણ પાપ જ કહેવાશે. કેમ કે આનંદ શ્રાવકે

અન્ય યૂથિક સાધુઓને દાન, સન્માન વગેરે ન આપવા તથા શ્રમણ નિર્ગ્રન્થને ભોજન પાણી આદિ આપવા બાબતમાં જે અભિગ્રહ ભગવાન મહાવીર સામે કર્યો હતો, તે અભિગ્રહ કરવા છતાં પણ ભગવાન મહાવીર કાંઈ બોલ્યા ન હતા.

ભગવાન મહાવીરે આનંદ શ્રાવકના અભિગ્રહની પ્રશંસા કરી ન હતી. માટે તેરાપંથીઓ જેવી રીતે આનંદ શ્રાવકના અભિગ્રહનો અર્થ સાધુ સિવાય અન્ય કોઈને પણ ન આપવાનો કરે છે, તેવી જ રીતે સાધુઓને આપવું તે પણ પાપ ગણાશે, કેમકે ભગવાને બંનેયની પ્રશંસા કરી ન હતી. એટલા માટે તેરાપંથી લોકો એમ માનતા નથી. એટલે કેશી શ્રમણે રાજા પ્રદેશીના દાનશાલા બાબતના વિચારનું સમર્થન ન્હોતું કર્યું, એટલા માટે રાજા પ્રદેશીનું એ કાર્ય પાપરૂપ જ હતું એવી તેરાપંથીઓની દલીલ લોકોને કેવળ ભ્રમમાં નાખવા માટે જ છે. પોતાનો હેતુ સિદ્ધ કરવા માટે નકામી દલીલ છે. તેમાં બીલકુલ તથ્ય નથી.

સારાંશ એ કે, સાધુ સિવાય અન્ય લોકોને દાન દેવામાં પાપ નથી. આ વાત તીર્થંકરોએ આપેલા દાનથી પણ સિદ્ધ થાય છે. અને ઉપર શાસ્ત્રના જે બે પ્રમાણો આપ્યાં છે તેથી પણ સિદ્ધ થાય છે.

તેરાપંથીઓની એક બીજી દલીલ પણ છે. તેઓ પોતાની અનુકંપાની ૧૨મી ઢાળમાં કહે છે કે, જો સોનૈયા, ધનધાન્યાદિ અસંયતિ લોકોને આપવામાં તથા મરતા અસંયતિ જીવોને બચાવવામાં ધર્મ હોત, તો ભગવાન મહાવીરની પ્રથમ વાણી નિષ્ફળ કેમ જાત ? દેવતાઓ લોકોને સોનૈયા, ધનધાન્ય, રત્નાદિ આપીને તથા સમુદ્રમાં મરતી માછલીઓને બચાવીને ભગવાન મહાવીરની વાણી સફળ કરત. આ આખી ઢાળમાં તેમણે દેવતાઓના જ ઉદાહરણ લીધાં છે. તેમનું થોડું શું કથન ઉદાહરણ અર્થે અમે અહિં આપીયે છીએ.

જો જીવ બચાયા ધર્મ હુએ,
ઓ તો દેવતા રે આસાનજી,
અનંત જીવ બચાય ને વાણી
સફળ કરતા દેવ આનજી.
અસંયતિ જીવ બચાવીયાં
વલે અસંયતિ ને દિયા દાનજી
ઈમ કરતા વીર વાણી સફલી હુએ,
ઓ તો દેવતા રે આસાનજી.

અર્થાત્—જો જીવ બચાવવામાં ધર્મ હોત તો એ કાર્ય તો દેવતાઓ માટે સરળ હતું. દેવતા અનંત જીવોને બચાવીને ભગવાન મહાવીરની વાણી સફળ કરી દેત. અસંયતી જીવને દાન દેવાથી જો ભગવાન મહાવીરની વાણી સફળ થઇ શકત, તો તે કાર્ય દેવતાઓ માટે સામાન્ય હતું. દેવતાઓ આ કામ કરીને ધર્મના આચરણ દ્વારા ભગવાન મહાવીરની વાણી સફળ કરી શકતા હતા.

પરન્તુ તે લોકોને એમ ખબર નથી કે, ભગવાન મહાવીરની પ્રથમ વાણી ખાલી કેમ ગઈ? ભગવાન મહાવીરને જે સમયે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, તે સંધ્યાનો સમય હતો અને જંગલ હતું. ભગવાને કેવળજ્ઞાન થતા જ, વાણી ફરમાવી, તે વખતે મનુષ્ય, મનુષ્યાણી અને તિર્યંચ, તિર્યંચાણી હતા નહિં; માટે જેવી રીતે ભગવાને ધર્મના બે ભેદ કરીને આગાર અને અણગાર ધર્મનું પ્રતિપાદન કર્યું, તે ત્યાગ–પ્રત્યાખ્યાનરૂપ ચારિત્રધર્મ કોઇએ અંગીકાર કર્યો ન હતો, આ અપેક્ષાથી વાણી ખાલી ગઈ, એમ માનવામાં આવ્યું છે; નહિ કે દાનપુણ્ય અથવા જીવરક્ષાની અપેક્ષાએ. આ ઉપરથી પ્રાણી રક્ષા કે દાનપ્રદાન નિષિદ્ધ નથી થઇ શકતાં. આ ઉદાહરણ દયા–દાનને ઉડાડવાની કુયુક્તિ રૂપ છે.

જે કામ દેવો નથી કરતા તે કામ મનુષ્યોને કરવા માટે પણ જો નિષિદ્ધ છે, પાપ છે, તો દેવો પણ સાધુઓને આહાર પાણી, વસ્ત્ર-પાત્રાદિ આપતા નથી, માટે મનુષ્યોને માટે પણ સાધુઓને આહાર પાણી આદિ આપવા તે નિષિદ્ધ અને પાપ ગણાશે, અને જો સાધુને દેવો આહાર પાણી નથી આપતા, ત્યારે તો મનુષ્યોને આહાર પાણી વગેરે આપવામાં પાપ નથી પણ લાભપ્રદ જ છે, તો કોઈ મરતા જીવને બચાવવો તથા દીન દુઃખી વગેરે જીવોને દાન પણ આપવું એમાં પાપ કઇ રીતે હોઇ શકે? જૈન સિદ્ધાંત, દીનદુઃખી જીવોને દાન આપીને તેમને સહાયતા કરવી એવા વર્ણનથી ભરપુર છે અને તે વિષેનાં અનેક ઉદાહરણો સિદ્ધાન્તમાં વિદ્યમાન છે.

✩

# જીવ બચાવવામાં પાપ નથી

દાનની માફક જ જીવોને બચાવવામાં પાપ નથી, એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન પણ સૂર્યને દીપક વડે સિદ્ધ કરવાના પ્રયત્ન સમાન છે. કેમકે જૈન શાસનનો પ્રાદુર્ભાવ મરતા જીવોને બચાવવા માટે જ છે, એ વાત પ્રસિદ્ધ છે. શાસ્ત્ર પણ આ જ બાબતનું સમર્થન કરે છે. 'શ્રી પ્રશ્ન વ્યાકરણ સૂત્ર'માં કહ્યું છે કે—

**सव्व जगजीव रक्खण दयट्ठयाए पावयणं भगवया सुकहियं ॥**

અર્થાત્—સમસ્ત જગતના જીવોની રક્ષા અને દયાને માટે જ ભગવાને પ્રવચન કહ્યું છે.

તેરાપંથી લોકો આ શાસ્ત્રપાઠના વિષયમાં એમ કહે છે કે, દયા અને રક્ષાનો અર્થ એ છે કે, કોઇ જીવને ન મારવો, પરન્તુ કોઇ મરતા જીવને બચાવવો એમાં દયા કે અનુકંપા નથી. જો કે તેરાપંથીઓનો આ અર્થ ગલત છે, પણ સમજણવાળો માણસ જાણે છે કે, બચાવવું એનો અર્થ રક્ષા છે, વ્યવહારમાં પણ રક્ષા શબ્દ એ જ અર્થમાં પ્રયુક્ત છે, અને ટીકામાં પણ રક્ષાનો અર્થ બચાવવું જ કર્યો છે, છતાં પણ તેરાપંથી લોકો એમ કહીને લોકોને ભ્રમમાં નાખે છે કે, કોઇને ન મારવું એ જ દયા અથવા રક્ષા છે. કોઈ મરતાને બચાવવો એ દયા કે રક્ષા નથી. તેમનું આ કથન કેવળ લોકોને ભૂલવામાં નાખીને, પોતાના મતનો પ્રચાર કરવા અર્થે જ છે.

જૈન શાસ્ત્ર અને જૈન શાસન મુખ્યતયા મરતા જીવોની રક્ષા માટે જ છે. આ વાત અંગ્રેજ વિદ્વાન પણ માને છે. ઇતિહાસજ્ઞોનું પણ કથન છે કે, જૈન ધર્મ સંસારમાં દુઃખ પામતાં તથા મારી નાખવામાં આવતા જીવોને શરણ આપવા માટે જ છે. બુદ્ધિથી પણ વિચારી શકાય છે કે—જો જૈનધર્મ કોઇ મરતા પ્રાણીને બચાવવામાં પાપ માનતો હોત, તો તે પોતાના સમકાલીન પ્રતિસ્પર્ધી બૌદ્ધધર્મ સાથે ટકી જ કેમ શકત ?

આ બધી બાબતો ઉપરાંત, શાસ્ત્રોમાં, મરતા જીવોને બચાવવા માટે આદર્શ રૂપે અનેક ઉદાહરણો પણ મળી આવે છે. જેમ કે—ભગવાન અરિષ્ટનેમિએ, મારી નાખવામાં આવનાર, બંધ કરેલા વાડા (પીંજરા) માંથી પશુઓને છોડાવ્યા હતા, આ વાત અમે પહેલા કહી ગયા છીએ. ભગવાન પાર્શ્વનાથે પણ આગમાં બળતાં નાગ-નાગણીને બચાવ્યા હતા, અને ભગવાન મહાવીરે પણ યજ્ઞમાં થનારી પશુહિંસાનો જબરદસ્ત વિરોધ કરીને, તે જીવોનુ રક્ષણ કરાવ્યું હતું આ સિવાય, ભગવાન મહાવીરે તેજુલેસ્યાથી બળતા ગૌશાલકને બચાવ્યો હતો, તેનો શાસ્ત્રમાં સ્પષ્ટ ઉલ્લેખ છે. આ પ્રમાણે ત્રણ ઉદાહરણો તો તીર્થંકરોના જ છે, જેથી એ સિદ્ધ થાય છે કે, મરતા જીવને બચાવવામાં પાપ નથી, પરંતુ જૈન ધર્મનો મુખ્ય સિદ્ધાન્ત છે. જો મરતા જીવને બચાવવો એ પાપ હોત, તો તીર્થંકર ભગવાન પોતે એ પાપ કેમ કરત ?

તેરાપંથી લોકો આ ત્રણ પ્રમાણોને માટે પણ કાંઇ ને કાંઇ દલીલ કરીને લોકોને ભૂલાવામાં નાખે જ છે. ભગવાન અરિષ્ટનેમિને માટે કહે છે કે—તે જીવોની હિંસા ભગવાન અરિષ્ટનેમિના નિમિત્તે જ થઇ રહી હતી, તેથી જ ભગવાન અરિષ્ટનેમિએ તે જીવોની હિંસાનું પાપ પોતાને માટે માન્યું અને તે પાપને ટાળ્યું. ભગવાન મહાવીરને માટે તેઓ કહે છે કે, ગૌશાલકને બચાવીને ભગવાન મહાવીરે ભૂલ કરી. તેરાપંથીઓએ ભગવાન અરિષ્ટનેમિ અને ભગવાન મહાવીરના જીવરક્ષા

વિષયક આદર્શોને મિટાવી દેવા માટે પોતાના 'ભ્રમ વિધ્વંસક' નામક ગ્રન્થના અનેક પૃષ્ઠો લખ્યા છે અને 'અનુકંપાની ઢાળો'માં બે ત્રણ પૂરી ઢાળો આ જ વિષયને લઇને રચી છે કે ભગવાન મહાવીરે ગોશાલકને બચાવીને ભયંકર ભૂલ કરી હતી. એ જ પ્રમાણે ભગવાન પાર્શ્વનાથને માટે પણ તેઓ કહે છે કે—

નાગ નાગિની હુતા બલતા લકડા મેં,
ત્યાંને પાર્શ્વનાથજી કાઢયા કહે વારે;
અગ્નિ મેં બલતાં ને રાખ્યા જીવતા,
પાણી અગ્નિ આદિક જીવાં ને મારે;
એ ઉપકાર સંસાર રો૦

(અનુકંપા ઢાળ ૧૧ મી)

અર્થાત્—પાર્શ્વનાથજીએ આગમાં બળતાં નાગ-નાગણીને બહાર કાઢીને તેમને જીવતા રાખ્યા, આ કાર્યમાં ભગવાન પાર્શ્વનાથજીએ આગ અને પાણીના જીવોની હિંસા કરી, માટે આ ઉપકાર સંસારનો છે અથવા પાપ છે.×

આ રીતે ત્રણેય તીર્થંકરો દ્વારા સ્થાપિત જીવરક્ષા વિષયક આદર્શને તેરાપંથીઓ પાપ માને છે. આ સંબંધમાં તેરાપંથીઓની દલીલો વ્યર્થ જેવી છે. આ સંબંધી તેમની દલીલોનું ખંડન કરવામાં પડવું એ આપણો સમય બગાડવા જેવું છે. તેમની દલીલો બુદ્ધિહીન અને અજાણ મનુષ્યોને ભલે ભ્રમમાં નાખી શકે, પરંતુ બુદ્ધિમાન લોકો ભ્રમમાં પડતા નથી, બુદ્ધિમાનો માટે તેમની દલીલોનું ખંડન કરવા માટે એક જ દલીલ પર્યાપ્ત છે જે અમે નીચે લખીયે છીએ.

---

×અમે બતાવી ચૂકયા છીએ કે, તેરાપંથી લોકો 'સંસારના ઉપકારને' સંસારમાં જન્મ મરણ કરાવનાર 'પાપ' માને છે.

તીર્થંકરોને મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન એ ત્રણ જ્ઞાન જન્મથી જ હોય છે. એટલા માટે આ કાળના તેરાપંથી સાધુઓની અપેક્ષાએ તેમનુ ધાર્મિકજ્ઞાન ઓછું તો હોઇ શકે જ નહિં. કારણ કે શ્રુતજ્ઞાન ચૌદ પૂર્વધારીઓને જ હોય છે, તેમને જ સર્વાક્ષર સન્નિપાતી કહે છે. બાકી બધા શ્રુતજ્ઞાનથી અપૂર્ણ છે. તેરાપંથી સાધુઓમાં એ જ્ઞાન પણ પૂરા નથી. આવી સ્થિતિમાં ભગવાન તીર્થંકરો દ્વારા કરવામાં આવેલાં જીવરક્ષાનાં કાર્યોને પાપ કે ભૂલ કહેવાની યોગ્યતા તેરાપંથીઓમાં કયાંથી આવી ગઇ?

તેરાપંથીઓની આ અનધિકાર ચેષ્ટાથી તો જાણી શકાય છે કે, તેરાપંથીઓમાં તીર્થંકરોથી પણ વધારે જ્ઞાન હોવું જોઇએ. પરન્તુ છે શ્રુત જ્ઞાનને યથાતથ્ય સમજવાની બુદ્ધિનું દેવાળું! કેમ કે ભગવાન અરિષ્ટનેમિની ભૂલ તેમની પછીના કોઇ તીર્થંકર જાણી ન શકયા, ભગવાન પાર્શ્વનાથનું પાપ ભગવાન પાર્શ્વનાથ પોતે અથવા ભગવાન મહાવીર ન જાણી શકયા, અને ભગવાન મહાવીરની ભૂલ ભગવાન મહાવીરને પોતાના અંત સુધી પણ ન દેખાણી, પણ તેરાપંથી સાધુ ત્રણે ય તીર્થંકરોની ભૂલ અને તેમનું પાપ જાણી ગયા; માટે તેરાપંથીઓ તીર્થંકરો કરતાં પણ વધારે જ્ઞાની ઠર્યા! તીર્થંકરોના પણ ગુરૂ ઠર્યા!

એક બાબત બીજી પણ છે. ભગવાન અરિષ્ટનેમિ, ભગવાન પાર્શ્વનાથ અથવા ભગવાન મહાવીરે જે ભૂલ કરી હતી, તેમણે પોતાની તે ભૂલનો સ્વીકાર કરીને જનતાને સાવધાન કરી દેવી જોઇતી હતી કે, અમે આ ભૂલ કરી છે, પણ તમે કોઇ આ ભૂલ ન કરતા. ઓછામાં ઓછું, જે શ્રાવકોએ ભગવાન તીર્થંકર પાસે વ્રત અંગીકાર કર્યાં હતા તે શ્રાવકોને તો તેઓએ પોતાની આ ભૂલથી પરિચિત કરી દેવા જોઇતા હતા.

"ધર્મ અધર્મની ઓળખાણ સાધુ જ કરાવે છે"+ એવા તેરાપંથીના કથનાનુસાર તો, ભગવાન મહાવીરનું એ કર્તવ્ય હતું કે, શ્રાવકોને અધર્મની ઓળખાણ કરાવવા માટે, શ્રાવકોના અતિચાર બતાવવાની સાથે જ એ પણ કહી દેત કે "કોઈ મરતા જીવને બચાવવામાં પાપ છે, માટે આ પાપથી પણ બચો," એટલા માટે શું તેરાપંથીઓની માન્યતાનુસાર ભગવાન મહાવીરને કર્તવ્યથી પતિત માનવા ઉચિત ગણાશે? આ બાબતો કોઈ પણ જૈન સ્વીકારી શકે નહિં. એટલા માટે આ નિશ્ચય પર આવી શકાય છે કે, તેરાપંથીઓની આ વિષયની દલીલો જૂઠી છે, લોકોને ભ્રમમાં નાખનારી છે અને આ રીતે લોકોના હૃદયમાંથી કરુણા કાઢી નાખવા માટે છે.

જીવને બચાવવો એ પાપ નથી પરન્તુ અનુકંપા છે, રક્ષા છે. આ વાત 'જ્ઞાતાસૂત્ર'માં મેઘકુમારના અધિકારથી પણ સિદ્ધ છે. 'જ્ઞાતાસૂત્ર'માં કહ્યું છે કે—ભગવાન મહાવીરે મેઘકુમારને સ્પષ્ટ જ કહ્યું હતું કે—હે મેઘકુમાર, તેં હાથીના ભવમાં પ્રાણભૂત જીવસત્ત્વની અનુકમ્પા કરી હતી, તે સસલાની રક્ષા માટે તો તેં ૨૦ પ્રહર સુધી પગ ઉંચો રાખીને તારા શરીરનું જ બલીદાન આપી દીધું હતું, તેથી જ સમકિતરત્ન પ્રાપ્ત થયું, સંસાર પરિમિત થયો, મનુષ્યજન્મ, રાજ વૈભવ આદિ પ્રાપ્ત થયાં અને અંતમાં તું સંયમ લઈ શકયો. જો જીવરક્ષામાં પાપ હોત, તો ભગવાન મહાવીર જીવરક્ષાનું આ પરિણામ કેમ બતાવત?

મેઘકુમારના ઉદાહરણને માટે પણ તેરાપંથી લોકો એક નકામી દલીલ કરે છે. તેઓ કહે છે કે—મેઘકુમારે હાથીના ભવમાં સસલાને માર્યું ન હતું, તેથી જ તેને મનુષ્યજન્મ મળ્યો, પરન્તુ હાથીના

---

+ જુઓ 'ભ્રમ-વિધ્વંસન' પૃષ્ઠ ૫૦–૫૧ જેનું અવતરણ અમે પાછળના પ્રકરણમાં આપી ચૂકયા છીએ.

મંડળમાં જે ઘણા જીવોએ આવીને આશ્રય લીધો હતો, તેથી તો હાથીને પાપ જ લાગ્યું. સમજવામાં નથી આવતું કે, તેરાપંથી લોકો આ દલીલ શા આધારે ઉભી કરે છે ? એક કવિએ કહ્યું છેઃ—

अति रमणीये काव्ये पिशुनो दुषणमन्वेषयति ।
अति रमणीये वपुषि व्रणमिव मक्षिका निकरः ॥

અર્થાત્—જેવી રીતે ખૂબ જ સુંદર શરીરમાં માખી કેવળ 'ઘા'ની જ શોધ કરે છે તેવી જ રીતે સુંદર અને રમણિય કાવ્યમાં ધૂર્ત લોકો દોષ જ શોધ્યા કરે છે.

આ પ્રમાણે સર્વજ્ઞ દ્વારા પ્રતિપાદિત કરુણાથી ભરેલાં શાસ્ત્રોમાં પણ તેરાપંથી લોકો 'પાપ જ પાપ' શોધ્યા કરે છે. આમ કરવાનું કારણ કાં તો તેમનો સ્વભાવ જ એવો છે અથવા તેમને પોતાના મતનો પ્રચાર કરવાની સ્વાર્થબુદ્ધિ છે. જો એમ ન હોત તો તેરાપંથી લોકો દયા અને દાનમાં પાપ સિદ્ધ કરવા માટે મહાપુરુષો દ્વારા બતાવવામાં આવેલા આદર્શોને વિકૃત બનાવવાનો પ્રયત્ન જ શા માટે કરત ?

જો કે તેરાપંથીઓની મેઘકુમારના ચરિત્રના વિષયમાં આપવામાં આવતી દલીલ બીલકુલ ખોટી જ છે, છતાં પણ અણસમજણવાળા મનુષ્યોને ભ્રમથી બચાવવા માટે અમે તેમની દલીલનો સંક્ષિપ્ત ઉત્તર આપીયે છીએ.

શાસ્ત્રમાં એવું ક્યાંય નથી આવ્યું કે, હાથીએ એક સસલાને ન્હોતો માર્યો એથી જ તેને મનુષ્યજન્મ આદિ પ્રાપ્ત થયાં હતાં. તે માટે ભગવાન મહાવીરે સ્પષ્ટ જ કહ્યું છે કે—

प्राणाणुकम्पयाए भुयाणुकम्पयाए जीवाणुकम्पयाए सत्त्वाणुकम्पयाए ।

અર્થાત્—પ્રાણી, ભૂત, જીવ અને સત્વની અનુકંપાથી તને સમ્યક્ત્વ અને મનુષ્ય જન્મ વગેરે મળ્યાં.

ભગવાન મહાવીરે એમ ન કહ્યું કે, તારા મંડળમાં બીજા જે જીવો આવીને રહ્યા હતા તે બચવાથી તને પાપ લાગ્યું આ સિવાય શાસ્ત્રના પાઠ પ્રમાણે હાથીએ એક યોજનનું મંડળ બનાવ્યું હતું. તે એક યોજન ( ચાર ગાઉ )ના મંડળમાં દાવાનળથી બચવા માટે એટલા બધા જીવો આવીને ઘૂસી ગયા હતા કે, કયાંય થોડીક પણ જગ્યા બાકી ન હતી, એથી સસલું અહિં તહિં ભયનું માર્યું ફરતું હતું, તેને બેસવા માટે જગ્યા મળી ન્હોતી, અને એટલામાં જ હાથીએ પોતાનો પગ ખાજ ખણવા માટે ઉંચો કર્યો કે તરત જ તે ખાલી જગ્યામાં સસલું બેસી ગયું.

બુદ્ધિથી વિચારવાની વાત છે કે, હાથીના તે મંડળમાં કેટલા જીવો બચ્યા હશે ? હાથીએ પોતાના મંડળમાં તે અસંખ્ય જીવોને આશ્રય આપ્યો, એ કારણે તેરાપંથીઓની માન્યતાનુસાર તો હાથીને કેટલું પાપ લાગવું જોઈએ ! થોડીવારને માટે તેરાપંથીનું આ કથન માની પણ લઈએ કે, એક સસલાને ન મારવાથી જ હાથીને મેઘકુમારનો ભવ પ્રાપ્ત થયો હતો, તો તેની સાથે જ એમ પણ માનવું પડશે કે, હાથીના મંડળમ જે અસંખ્ય જીવો બચ્યા હતા, તે બચી જવાથી હાથીને જે પાપ લાગ્યું હતું તેના દુષ્પરિણામે કયું ફળ મળ્યું ? હાથીને પુણ્ય કે ધર્મ થયો એક સસલાને ન મારવાથી અને પાપ થયું અસંખ્ય જીવો બચવાથી ! આ પ્રમાણે ધર્મ યા પુણ્યની અપેક્ષાએ પાપ જ ધક થયું. આવી સ્થિતિમાં હાથીને મેઘકુમારનો જન્મ મળવાનું કયું કારણ છ

આ ઉપરાંત, જો બીજા જીવો બચ્યા એ પાપ હતું, તો ભગવાન મહાવી કહી દેત કે, તેં સસલાને ન માર્યું તેથી તને ધર્મ કે પુણ્ય થયું, પરંતુ અન્ય જીવોને તેં તારા મંડળમાં આશ્રય આપ્યો, તેથી તને પા નું પરિણામ તારે આ પ્રકારે ભોગ-

વવું પડશે. ભગવાને આ પ્રમાણે નહિ કહેતાં, એમ જ કહ્યું કે, પ્રાણી-ભૂત જીવ સત્ત્વની અનુકંપાથી તેં સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું, સંસાર મર્યાદિત કરી દીધો અથવા સંસારનાં જન્મમરણો ઘટાડી દીધાં. આવી સ્થિતિમાં તેરાપંથીઓ દ્વારા આ બાબતમાં કરવામાં આવતી દલીલ બીલ્કુલ ખોટી જ ઠરે છે.

કોઈ મરતા જીવને બચાવવામાં પાપ છે એમ સિદ્ધ કરવા માટે તેરાપંથી લોકો એક વધુ દલીલ કરે છે. તેઓ કહે છે કે, કોઈ મરતાંને બચાવવામાં, કોઈ તરસ્યાને પાણી પાવામાં અથવા કોઈને કષ્ટ મુક્ત કરવામાં અગ્નિ, પાણી આદિ અસંખ્ય સ્થાવર જીવોની હિંસા થાય છે, એટલા માટે કોઈ મરતાને બચાવવો, પાણીમાં ડૂબતાને કે આગમાં બળતાને બહાર કાઢવો અથવા કોઈ તરસ્યાને પાણી પાવું એ પાપ છે. જેમ તેઓ ભગવાન પાર્શ્વનાથની બાબતમાં કહે છે કે–ભગવાન પાર્શ્વનાથે આગમાં બળતાં નાગ–નાગિનીને બચાવવામાં અગ્નિ અને પાણીના જીવોની હિંસા કરી હતી, આ માટે તેમનું એ કાર્ય પાપ હતું.

આ પ્રમાણે તેરાપંથી લોકો, કોઈની રક્ષામાં થતી સ્થાવર જીવોની હિંસાને કારણે જ જીવને બચાવવો એ પાપ ગણશે, તો પછી એવાં ઘણાં કામો પાપમાં જ ગણાશે. આ માન્યતાનુસાર જેમકે અમે પહેલાં બતાવી ચૂકયા છીએ કે, સાધુનું પ્રતિલેખન કરવું પણ પાપ ગણાશે, સાધુએ રજોહરણ રાખવો એ પણ પાપ ગણાશે, સાધુના દર્શન એ પણ પાપ ગણાશે અને તે એટલે સુધી કે તીર્થંકરના દર્શન કરવા એ પણ પાપ ગણાશે. કેમકે આ બધાં કામોમાં પ્રારંભમાં એકેન્દ્રિય જીવોની હિંસા થાય છે જ, બલ્કે ક્યારેક ક્યારેક ત્રસજીવોની પણ હિંસા થઈ જાય છે.

ચાલવા–ફરવામાં એકેન્દ્રિય તથા ત્રસ જીવની હિંસા થાય છે, એ વાત માનવાનો કોઈ ઇન્કાર ન કરી શકે. જો આ જાતની હિંસાને કારણે જ મરતા જીવને બચાવવામાં અને દુઃખી જીવને દુઃખ-

મુક્ત કરવામાં પાપ છે, તો પછી સાધુ અને તીર્થંકરના દર્શન કરવામાં પાપ ઠરશે. અને જો પ્રારંભિક હિંસા થતી હોવા છતાં પણ સાધુને માટે પ્રતિલેખન (પડિલેહણ) કરવું, સાધુને માટે રજોહરણનો ઉપયોગ કરવો, અને સાધુ તથા તીર્થંકરના દર્શન કરવા એ પાપ નથી, તો પછી પ્રારંભિક હિંસાને કારણે કોઇ મરતા જીવને બચાવવો અથવા કોઇ કષ્ટ પામતા જીવને કષ્ટમુક્ત કરવો એ પાપ કેમ બની જાય ?

આ બધી બાબતો પર વિચાર કરવાથી સ્પષ્ટ છે કે, કોઇ મરતા જીવને બચાવવામાં કે કોઈ કષ્ટ પામતા જીવને કષ્ટમુક્ત કરવામાં પાપ નથી. આ કામોને પાપ બતાવવા માટે તેરાપંથી લોકોની બધી દલીલો કેવળ એ લોકોને ભ્રમમાં નાખી પોતાના મતમાં લાવવા માટે છે કે જે લોકો શાસ્ત્રને પૂરી રીતે જાણતા નથી, અથવા તેરાપંથીઓની દલીલોનો જવાબ આપવાની જેમનામાં શક્તિ નથી.

તેરાપંથી સાધુ કહે છે કે, ' અમે મારવાવાળાને પાપથી બચાવવા માટે ઉપદેશ આપીયે છીએ, મરતા જીવને બચાવવા માટે ઉપદેશ આપતા નથી. સાધુનું એજ કર્તવ્ય છે કે, તે મારનારને પાપથી બચવા માટેનો ઉપદેશ આપે, પરન્તુ મરનારની રક્ષા માટે ઉપદેશ ન આપે. કેમકે મરનારની રક્ષા કરવી એ પાપ છે.'

તેરાપંથીઓનું આ કથન તદ્દન ખોટું અને શાસ્ત્ર વિરુદ્ધ છે, એ સિદ્ધ કરવા માટે અમે એક એવું પ્રમાણ આપીયે છીએ કે, જેથી એ સ્પષ્ટ થશે કે, સાધુનું કર્તવ્ય મારનાર તથા મરનાર એ બંનેયના કલ્યાણ માટે ઉપદેશ દેવાનું છે. એ જ પ્રમાણે શ્રાવકનું પણ કર્તવ્ય છે કે, તેઓ મરતાં તથા કષ્ટ પામતાં જીવને બચાવવાનો અને કષ્ટમુક્ત કરવાનો પ્રયત્ન કરે.

' રાયપ્રસેણી ' સૂત્રમાં રાજા પ્રદેશીનું વર્ણન આવ્યું છે. સૂત્રાનુસાર, રાજા પ્રદેશી નાસ્તિક હતો. તે ' આત્મા નથી ' એમ માનતો

હતો. આ કારણે તે અનેક દ્વિપદ ( મનુષ્ય, પત્ની વગેરે), ચૌપદ– (પશુ આદિ) મૃગ પશુ પક્ષી અને સરીસૃપ (સાપ આદિ પગ વગરનાં જીવો )ને મારી નાખતો હતો. બ્રાહ્મણ, ભિક્ષુક આદિની ભીખ પણ છીનવી લેતો હતો તથા પોતાના તમામ રાજ્યને તેણે ખૂબ જ દુઃખી કરી દીધું હતું.

પ્રદેશી રાજાને ચિત્ત નામનો પ્રધાન હતો. તે બાર વ્રતધારી શ્રાવક હતો. રાજા પ્રદેશી દ્વારા થતા અત્યાચારોથી જનતાને બચાવવા માટે ચિત્ત પ્રધાને એકવાર કેશી સ્વામીને કહ્યું કે, હે દેવાનુપ્રિય ! આપ જો રાજા પ્રદેશીને ધર્મ સંભળાવો તો પ્રદેશી રાજાને તથા (તેના હાથથી મરનાર) ઘણાં દ્વિપદ, ચૌપદ, મૃગ, પશુ, પક્ષી અને સરીસૃપ વગેરેને ખૂબ જ ગુણ યુક્ત ફળ (લાભ) થશે. હે દેવાનુપ્રિય ! આપ જો રાજા પ્રદેશીને ધર્મ સંભળાવો તો પ્રદેશી રાજાની સાથે જ ઘણા શ્રમણ, માહણ અને ભિક્ષુકોને ગુણયુક્ત ફળ ( લાભ ) થશે. અને આ પ્રમાણે હે દેવાનુપ્રિય ! રાજા પ્રદેશીની સાથે જ સમસ્ત જનપદ (સંપૂર્ણ રાજ્ય) ને બહુ જ લાભ થશે.

કેશી શ્રમણને આ પ્રાર્થના તે ચિત્ત પ્રધાને કરી હતી, જે બાર વ્રતધારી શ્રાવક હતો અને ધર્મ તથા અધર્મને સારી રીતે જાણતો હતો. ચિત્ત પ્રધાન શ્રાવક હતો એ વાત ' રાય પ્રસેણી ' સૂત્રમાં સ્પષ્ટ કહી છે અને 'રાય પ્રસેણી ' સૂત્રથી એ પણ સ્પષ્ટ છે કે, ચિત્ત પ્રધાનની આ પ્રાર્થનાનો સ્વીકાર કરીને, કેશી સ્વામીએ શ્વેતામ્બિકા નગરીમાં પધારીને રાજા પ્રદેશીને ધર્મનો ઉપદેશ આપ્યો હતો. તથા તેને શ્રાવક બનાવ્યો હતો. જો મરતા જીવને બચાવવામાં અથવા કષ્ટ પામતાં જીવને કષ્ટ મુક્ત કરવા–કરાવવામાં પાપ હોત, તો ચિત્ત પ્રધાન કે જે શ્રાવક હતો તે આ પ્રકારનું પાપ કાર્ય કરવા–કરાવવા માટે કેશી સ્વામીને પ્રાર્થના જ કેમ કરત ? અને કેશી સ્વામી ચિત્ત પ્રધાનની આ પ્રાર્થના સ્વીકારત જ કેમ ?

શાસ્ત્રના આ વર્ણનથી પણ સ્પષ્ટ છે કે, મરતા જીવને બચાવવા તથા કષ્ટ પામતા જીવને કષ્ટ મુક્ત કરવા માટે ઉપદેશ આપવો એ સાધુનું કર્તવ્ય છે અને આ જ પ્રમાણે શ્રાવકનું પણ કર્તવ્ય છે કે તે મરતા જીવને બચાવવાનો અને કષ્ટ પામતા જીવને કષ્ટમુક્ત કરવાનો પ્રયત્ન કરે. જો એમ ન હોત, તો ચિત્ત પ્રધાન પશુ પક્ષી, બ્રાહ્મણ ભિખારી અને દેશ વગેરેને લાભ થવાની વાત કેશી શ્રમણને ન કહેત, અને કેશી શ્રમણ ચિત્ત પ્રધાનની વાતનો સ્વીકાર પણ ન કરત.

શાસ્ત્રમાં અભયદાનને સર્વથી શ્રેષ્ઠ દાન કહ્યું છે. છતાં તેરાપંથી લોકો કહે છે કે, કોઇ જીવને ન મારવો એ જ અભયદાન છે, કોઇ મરતા જીવને બચાવવો એ અભયદાન નથી. તેમનું આ કથન શાસ્ત્રથી પણ વિરુદ્ધ છે તેમજ યુક્તિથી પણ વિરુદ્ધ છે. આપવું તેનું નામ દાન છે. ન આપવાનું નામ દાન છે જ નહિ. જો આપ્યા વિના જ દાન થઈ શકતું હોય, તો તો સાધુને આહાર પાણી આપ્યા વિના જ, માત્ર સાધુને કષ્ટ ન દેવાથી જ સુપાત્રદાન પણ થઇ જશે. પરન્તુ તેરાપંથીઓ સુપાત્રદાન માટે તો એમ માનતા નથી કે સાધુને કષ્ટ ન દેવા માત્રથી જ સુપાત્રદાન થઇ શકે છે, અને અભયદાનને માટે કહે છે કે, કોઇને ભય ન આપવાથી જ અભયદાન થઇ જાય છે.

જો તેરાપંથીઓનું આ કથન બરોબર હોય, તો તો સ્થાવર જીવો સૌથી વધારે અભયદાન આપનારા સિદ્ધ થશે. કેમકે પૃથ્વીકાયિક, જલકાયિક અને વનસ્પતિ કાયિક જીવો કોને ભય આપે છે? એટલા માટે કોઈ જીવને ભય ન આપવાનું નામ જ અભયદાન નથી. પરંતુ ભય પામતા જીવોનો ભય મટાડવો તેનું જ નામ અભયદાન છે.

'સૂયગડાંગ' સૂત્રના પ્રથમ શ્રુતસ્કંધના છઠ્ઠા અધ્યયનમાં '**दाणाणं सेट्ठं अभयप्पयाणं**' પાઠ આવેલો છે. તેની વ્યાખ્યા કરતાં, ટીકાકારે સ્પષ્ટ લખ્યું છે કે, 'જે મારી રહ્યો છે તેના પોતાના તથા

માગનારના અનુગ્રહને સારૂ, તેણે માગેલી ચીજ આપવી એનું નામ દાન છે. આવું દાન અનેક પ્રકારનું છે, જેમાં અભયદાન સર્વથી શ્રેષ્ઠ છે. કારણ કે, અભયદાન, તે મરતાં પ્રાણીઓના પ્રાણોનું દાન કરે છે કે જે પ્રાણીઓ મરવા ઇચ્છતા નથી, પરંતુ જીવિત રહેવાની ઇચ્છા રાખે છે. મરતા પ્રાણીને એક તરફ કરોડોનું ધન આપવામાં આવે અને બીજી તરફ જીવન આપવામાં આવે તો તે, ધન ન લેતાં જીવન જ લ્યે છે. દરેક જીવને જીવન સૌથી વધુ પ્રિય છે, એથી જ અભયદાન સર્વ દાનમાં શ્રેષ્ઠ છે.

વ્યવહારમાં પણ અભયદાનનો અર્થ ભયભીતને ભયરહિત બનાવવાનો જ કરવામાં આવે છે. કોષ વગેરેમાં પણ અભયદાનનો અર્થ એજ છે. આવી સ્થિતિમાં તેરાપંથીઓનું આ કથન સર્વથા અસંગત છે કે, ભયભીતને ભયમુક્ત કરવો તે અભયદાન નથી; પરન્તુ કોઈને ભય ન પમાડવો તેનું નામ અભયદાન છે. થોડી બુદ્ધિવાળી વ્યક્તિ પણ સમજી શકે છે કે, ન આપવું એનું નામ 'દાન' કેવી રીતે હોઇ શકે ? આપવું એનું નામ જ દાન છે. 'અભય' આપવું તેને જ અભય-દાન કહેવાય છે, અને અભયદાનને પાત્ર એ જ છે કે જે ભય પામી રહ્યો છે. શિયાળ સિંહને મારી ન શકે તો શું તેનું નામ અભયદાન કહેવાશે ખરૂં ? એ તો એક નકામી વાત છે.

## તેરાપંથીઓની કેટલીક ભ્રમોત્પાદક યુક્તિઓ અને તેનું સમાધાન



હવે અમે તેરાપંથીઓની કેટલીક એવી યુક્તિઓ બતાવીએ છીએ કે, જે તેરાપંથી સાધુઓના હૃદયમાંથી દાન પ્રત્યેની શ્રદ્ધા દૂર કરવાના કામમાં લાવવામાં આવે છે. તે સાથે જ તે કુયુક્તિઓનો કાંઇક જવાબ પણ આપીએ છીએ, જેથી જનતા તેમની કુયુક્તિઓના ફંદામાંથી બચી શકે.

( ૧ )

ધન આપીને જીવ બચાવવો તે વ્યભિચાર કરાવીને જીવ બચાવવા સમાન જ પાપ છે. એમ બતાવવાને માટે તેરાપંથી એક કેવી ભીષણ કુયુક્તિ આપે છે, તે સાંભળો. તેરાપંથી કહે છે—

હોય વેશ્યા કસાઇ વાડે ગઇ,
કરતા દેખી હો જીવાંરા સંહાર;
દોનોં જણિયાં મતો કરી,
મરતાં રાખ્યા હો જીવ દોય હજાર.
એક ગહનો દેઇ આપનો,
તિન છુડાયા હો જીવ એક હજાર;

ફૂજી છુડાયા ઇણુ વિધે,
એક દોયહો સૂં ચોથો આશ્રવ સેવાઠ.
એકણુ સેવાર્યો આશ્રવ પાંચમો,
તો ઉણુ ફૂજી હો ચોથો આશ્રવ સેવાય,
ફેર પડયો ઇતો ઇણુ પાપ મે,
ધર્મ હોસી હો તે તો સરીખો થાય.
( અનુકંપા ઢાળ ૭ મી )

અર્થાત્—બે વેશ્યાઓ કસાઈખાનામાં ગઇ. ત્યાં ઘણા જીવોનો સંહાર થતો જોઇને, બંનેએ સલાહ કરી અને બે હજાર જીવોને મરતાં બચાવ્યા. એક વેશ્યાએ તો પોતાનાં આભૂષણુ આપીને એક હજાર જીવ બચાવ્યા, અને બીજી વેશ્યાએ કસાઇવાડાના એક બે પુરુષો સાથે ચોથા આસ્રવ ( અબ્રહ્મચર્ય અથવા વ્યભિચાર ) નું સેવન કરાવી એક હજાર જીવ બચાવ્યા. આમાં એક વેશ્યાએ ઘરેણું આપીને પાંચમા આસ્રવ ( પરિગ્રહ ) નું સેવન કરાવ્યું અને બીજીએ ચોથા આસ્રવ ( વ્યભિચાર )નું સેવન કરાવ્યું. આ બંનેના પાપમાં શું અંતર રહ્યું ? જો ધર્મ હોય તો બંનેને સરખો જ ધર્મ થયો.

તેરાપંથીઓનો કહેવાનો અભિપ્રાય એ છે કે, ધન આપવું એ પાંચમા આશ્રવનું સેવન કરાવવા બરોબર છે અને વ્યભિચાર કરાવવો એ ચોથા આશ્રવનું સેવન કરાવવા બરોબર છે. એટલા માટે જો ધન આપીને જીવ બચાવવો એ પણ ધર્મ છે, કારણુ કે ધન આપવું એ આશ્રવનું સેવન કરાવવા બરોબર છે. અને વ્યભિચાર કરવો એ પણ આશ્રવનું સેવન કરાવવા બરોબર છે. બંનેય આશ્રવ છે માટે ભલે ધન આપીને જીવ છોડાવે, કે વ્યભિચાર કરીને જીવ છોડાવે, બંને સરખું જ છે.

કેવી અસભ્યતાપૂર્ણું અને મજેદાર યુક્તિ છે ! આ કુયુક્તિની

આગળ તો લજ્જાને પણ લજ્જિત બની જવું પડે છે. આ યુક્તિ કોઇ બીજાની પણ નથી. પરંતુ તેરાપંથ સંપ્રદાયના મૂળ સંસ્થાપક શ્રીમાન્ ભીષણજી સ્વામીના પોતાની કહેલી છે. આ નિર્લજ્જતાપૂર્ણ યુક્તિનો આશ્રય લેવા માટે અમે વિવશ છીએ; કારણ કે એવું જ ઉદાહરણ ઉપરોક્ત યુક્તિના બરાબર પ્રત્યુત્તર સમાન છે.

માની લ્યો કે, તેરાપંથી સંપ્રદાયના પૂજ્યશ્રીનું ચાતુર્માસ કોઈ શહેરમાં છે. તેમના દર્શનાર્થે જઈને સેવાભક્તિ કરવાનો લાભ લેવાની બે શ્રાવિકાઓની ઇચ્છા થઇ. આખરે તેમણે સેવામાં જવાનો નિશ્ચય કર્યો. પરંતુ બન્ને પાસે ખર્ચ ન હતું એટલે તેમાંની એક શ્રાવિકાએ તો પોતાનું ઝવેરાત વેચીને તે રૂપિયાથી ટીકીટ લીધી. પરન્તુ બીજીએ વિચાર્યું કે રૂપિયા આપવા એ તો પાંચમા આશ્રવનું સેવન કરાવવા સમાન છે અને વ્યભિચાર સેવન કરવું એ ચોથા આશ્રવનું સેવન કરવા સમાન છે. પાપ તો બંનેય છે અને બરાબર છે, બલકે વ્યભિચારથી પણ ધનનો નંબર આગળ છે અથવા વ્યભિચારનો ચોથો અને ધનનો પાંચમો આસ્રવ છે. એવી સ્થિતિમાં નકામું ઝવેરાત શા માટે ગૂમાવવું? એવો વિચાર કરીને, તેણી આ પ્રકારના વ્યવહારથી સ્ટેશનવાળાને પ્રસન્ન કરીને ગાડીમાં બેસી ગઇ અને જ્યાં જ્યાં પ્રસંગ આવ્યો ત્યાં ત્યાં આ પ્રકારના વ્યવહારથી પસાર થતી ગઇ. આવી રીતે તે બંનેય શ્રાવિકાઓ પૂજ્યશ્રીની સેવામાં પહોંચી. પહોંચ્યા પછી એક શ્રાવિકાએ પૂજ્યશ્રીને અરજ કરી કે આ મારી સાથેની બાઈ મૂર્ખ છે. તેણે પાંચમા આશ્રવનું પણ સેવન કરાવ્યું અને ઘરેણું પણ ગૂમાવ્યું. પરંતુ મેં તો ચતુર્થ આસ્રવનું જ સેવન કર્યું અને ધન બચાવી લાવી, જે અહિંયા ખાઇશ, ખર્ચીશ અને પ્રસંગ મળતાં દાનનો લાભ પણ ઉઠાવીશ.

શું તેરાપંથી સાધુ, રૂપિયા ખર્ચીને આવનારી શ્રાવિકાની અપેક્ષાએ રૂપિયા બચાવીને આવનારી શ્રાવિકાને શ્રેષ્ઠ માનશે? શ્રેષ્ઠ તો નહિ પરન્તુ બરાબર તો માનશે ને? તેમની દૃષ્ટિમાં ચોથું આશ્રવ

અને પાંચમું આશ્રવ સમાન જ છે, તો પછી બંને શ્રાવિકાઓને સમાન માનવામાં શી હાનિ છે ? કદાચિત્ કહે કે, જે વ્યભિચારિણી છે તે શ્રાવિકા જ નથી, તો જેણે ઘરેણું આપ્યું તે પણ શ્રાવિકા નથી. કેમ કે તમે વેશ્યાઓના ઉદાહરણમાં સ્પષ્ટ જ કહો છો કે "એક વેશ્યાએ ઘરાણું આપીને પાંચમા આશ્રવનું સેવન કરાવ્યું અને બીજીએ વ્યભિચાર કરીને ચોથા આશ્રવનું સેવન કરાવ્યું, એટલા માટે બંનેયનું પાપ કે ધર્મ બરાબર હોય તો પછી અમારા ઉદાહરણમાં કહેવામાં આવેલી શ્રાવિકાઓ માટે આ સિદ્ધાંતનો ઉપયોગ કેમ ન થાય ? અને જો બંને શ્રાવિકાઓ બરાબર નથી તો ધન આપીને જીવ છોડાવવા અને વ્યભિચાર કરીને જીવ છોડાવવા, એ બંને બરાબર શી રીતે ગણાય ? જીવ બચાવવા માટે ધન ન આપવું, જ્યારે અન્ય કામો માટે ધન તો આપવું જ પડે છે. શું ધન આપવું અને વ્યભિચાર કરવો એ બંને સમાન છે ?

( ૨ )

જીવ રક્ષામાં પાપ બતાવવા માટે તેરાપંથી એક વધુ યુક્તિ આપે છે. આ યુક્તિને સમજાવવા માટે તેઓ ચિત્ર વગેરેથી પણ કામ લે છે. અમે પહેલા તેમની યુક્તિ બતાવીએ છીએ અને પછી તેનો જવાબ આપીશું

તેરાપંથી કહે છે કે, 'એક મકાનની બહાર સાધુ રહ્યા હતા. રાતના સમયે મકાનમાં એક ચોર ચોરી કરવા માટે આવ્યો, અને ઘરમાંથી ધન ચોરીને બહાર નીકળ્યો. સાધુએ ચોરને ધન ચોરીને લઇ જતો દેખીને વિચાર્યું કે, મકાનમાં ચોરી થવાથી અમારી બદનામી થશે. એવું વિચારીને સાધુએ ચોરને ચોરી છોડવાનો ઉપદેશ આપ્યો. પરિણામતઃ ચોરે તે ધન ત્યાં જ ફેંકી દીધું, અને ચોરી કરવાનો ત્યાગ લઇને ત્યાં જ બેસી ગયો. સવારે મકાન તથા ધનનો માલીક આવ્યો. તેણે પોતાના ઘરનું તાળું તૂટેલું જોઇને મહાત્માને

પૂછ્યું. મહાત્માએ કહ્યું કે, આ ચોર છે અને આ ધન છે. આ ચોર ધન ચોરીને જતો હતો, પરન્તુ અમે તેને ચોરીના ત્યાગનો ઉપદેશ આપ્યો, માટે તેણે ધન ત્યાગીને ચોરી કરવાનો સદાને માટે ત્યાગ કર્યો છે. આ સાંભળીને તે મકાન તથા ધનના માલીકે મહાત્માને કહ્યું કે, આપે મારું ધન બચાવીને મોટી કૃપા કરી છે. જો આ ધન ચાલ્યું જાત તો હું છોકરાનો વિવાહ કેમ કરત, મકાન કેમ બનાવત અને અન્ય કામો શી રીતે કરત?

હવે વિચારવાની બાબત એ છે કે, સાધુએ ચોરને ચોરીના પાપથી બચાવવા માટે ઉપદેશ કર્યો કે ધન બચાવવા માટે? જો ધન બચાવવા માટે સાધુએ ઉપદેશ કર્યો હોય તો તે ધન વડે થતાં સઘળાં કાર્યોમાં સાધુનું અનુમોદન થશે. તે ધન વડે થતાં કામોનું પાપ સાધુને પણ લાગશે. એટલા માટે એમ જ માનવું પડશે કે, સાધુએ ધનરક્ષાને માટે ઉપદેશ ન આપ્યો પરન્તુ ચોરને ચોરીના પાપથી બચાવવા માટે ઉપદેશ આપ્યો.'

આ જ બાબત મારનાર તથા મારી નાખવામાં આવનાર વ્યક્તિ માટે પણ સમજો. એક માણસ એક બકરાને મારી રહ્યો છે. તે મારનારને પાપથી બચાવવા માટે સાધુ ઉપદેશ આપે છે પરન્તુ બકરાને બચાવવા માટે ઉપદેશ નથી આપતા. જો બકરાને બચાવવા માટે ઉપદેશ દે છે તો પછી એમ જ માનવું પડશે કે, ધન બચાવવા માટે પણ સાધુ ઉપદેશ આપે છે. અને જો બકરો બચી જવાથી ધર્મ મનાય તો ધન બચવાથી પણ ધર્મ માનવો પડે. ઉપરાંત તેઓ એક બીજું ઉદાહરણ આપે છે.

'એક વ્યભિચારી પુરુષ એક સ્ત્રીની પાસે દુરાચાર કરવા માટે જઇ રહ્યો હતો. સાધુએ તેને દુરાચારનું દુષ્પરિણામ બતાવ્યું. જેથી તે પુરુષ સમજી ગયો, અને તેણે પરદારા-ગમનનો ત્યાગ કરી લીધો. ત્યાગ લીધા પછી તે, પેલી વ્યભિચારિણી સ્ત્રી પાસે ગયો, અને તેના પ્રત્યે

બોલ્યો કે મેં તો મહાત્મા પાસેથી પરસ્ત્રી સેવનનો ત્યાગ કરી લીધો છે, માટે હવે હું તમારી સાથે સંભોગ નહિ કરી શકું. આ સાંભળીને તે વ્યભિચારિણી સ્ત્રીએ કહ્યું કે તમે મને વચન આપ્યું હતું માટે મારી સાથે સંભોગ કરો; નહિં તો હું કુવામાં પડીને મરી જઇશ. વ્યભિચારિણી સ્ત્રીના ખૂબજ કહેવા છતાં પણ જ્યારે તે પુરુષ ન માન્યો ત્યારે તે સ્ત્રી કુવામાં પડીને મરી ગઇ.'

'હવે જો મારનારને ઉપદેશ આપવાથી બકરો બચી ગયો અને બકરો બચ્યો તેનો ધર્મ સાધુને થયો, તો વ્યભિચારી પુરુષને ઉપદેશ આપવાથી વ્યભિચારિણી સ્ત્રી કુવામાં પડી મરી ગઇ, તેનું પાપ પણ ઉપદેશ દેનારને જ લાગે. પરંતુ વ્યભિચારનો ત્યાગ કરાવવાથી જે વ્યભિચારિણી સ્ત્રી મરી ગઇ તેનું પાપ સાધુને ન લાગે, તે જ પ્રમાણે બકરો મારનારને હિંસાનો ત્યાગ કરાવવાથી જે બકરો બચી ગયો તેનો ધર્મ કે પાપ પણ ત્યાગ કરાવનારને નથી લાગતું. જેવી રીતે ધનને બચાવવું એ પાપ છે તેવા જ રીતે બકરાને બચાવવો એ પાપ છે, પરંતુ જેવી રીતે વ્યભિચારનો ત્યાગ કરાવવાથી જે સ્ત્રી મરી ગઇ તે સ્ત્રીના મરવાનું પાપ ઉપદેશ આપનારને નથી લાગતુ તેવી જ રીતે ધન અને બકરાના બચવાનુ પાપ પણ ઉપદેશ આપનારને નથી લાગતુ.'

આ છે મરતા જીવને બચાવવામાં પાપ સિદ્ધ કરવા માટે તેરાપંથી સાધુઓની યુક્તિ ! આ યુક્તિથી લોકોને ભ્રમમાં નાખવા માટે કેવી જૂઠી વાતોનો આશ્રય લેવામાં આવ્યો છે, એ અમે પ્રથમ બતાવી દેવા ઇચ્છીએ છીએ. ધનની રક્ષા માટે સાધુ ઉપદેશ આપે છે અથવા ધનની રક્ષા કરવાનું શાસ્ત્ર કહે છે એ વાત કોઇ પણ માનતા નથી. પ્રશ્ન પ્રાણરક્ષાનો છે, નહિ કે ધનરક્ષાનો. શાસ્ત્રમાં 'પાણાણુકંપએ, ભૂયાનુકંપએ, જીવાનુકંપએ, સત્તાનુકંપએ' પાઠ તો આવેલો છે, પરન્તુ 'ધનાનુકંપએ' ક્યાંય નથી આવ્યું. આવી સ્થિતિમાં

જીવરક્ષાના સંબંધમાં ધનરક્ષાનું ઉદાહરણ આપવું એ કોઇ રીતે ઉપયુક્ત નથી. ધન જડ છે, અને જીવ ચૈતન્ય છે. જીવને સુખ દુઃખનો અનુભવ થાય છે, પરન્તુ ધનને સુખ દુઃખનો અનુભવ થતો નથી. ધન ભલે જમીનની ઉપર રહે, જમીનની અંદર રહે, ચોરને ત્યાં રહે કે શાહુકારને ત્યાં રહે, તેને નથી તો હર્ષ થતો કે નથી શોક થતો; કેમકે તે જડ છે. પરન્તુ જીવને માટે આ વાત નથી. જીવ અનુકૂળ પરિસ્થિતિથી પ્રસન્ન રહે છે અને પ્રતિકૂળ પરિસ્થિતિથી દુઃખી થાય છે. બકરાને જો કાપવામાં કે બાળવામાં આવે તો તે ચું પણ કરતો નથી. આવી દશામાં મારી નાખવામાં આવનાર બકરાની તુલના, ચોરાઇ જતાં ધન સાથે કરવી, એ તો લોકોને ભ્રમમાં નાખવા માટે જ છે.

બીજી વાત એ છે કે–કોઇ વ્યભિચારિણી પોતાના જાર પતિ (યાર–વ્યભિચારી) ને માટે મરી હોય તે બાબતનું એક પણ ઉદાહરણ નથી મળતું. જાર પતિ પ્રત્યે ક્રોધિત થઇને, તેનો વ્યભિચારિણી સ્ત્રીએ સર્વનાશ કરાવી દીધો અથવા સર્વનાશ કરી દે છે, તેનાં સેંકડો ઉદાહરણો છે, પરંતુ જાર પતિ સાથેનો સંબંધ છૂટી જતાં, કોઈ વ્યભિચારીણી સ્ત્રી મરી ગઇ હોય તેવો દાખલો જગત્ ભરમાં શોધતાં નહિ જડે. જે સ્ત્રી પોતાના પરિણિત પતિને પણ છોડી શકે છે તે સ્ત્રી પોતાના જાર પતિને માટે પ્રાણ આપી દે એ કદી સંભવિત જ નથી. આ પ્રકારનું ઉદાહરણ આપવું એ પણ લોકોને ભ્રમમાં નાખવા માટે જ છે.

અમે તેરાપંથીઓની યુક્તિનું ખંડન તેમની જ યુક્તિઓ બીજા રૂપમાં મૂકીને કરીએ છીએ.

માની લ્યો કે, એક મકાનની બહાર સાધુ રહ્યા છે. ચોર તે મકાનમાંથી ધન ચોરીને નીકળ્યો. મહાત્માએ ધન ચોરીને લઇ જતા ચોરને દેખીને વિચાર્યું કે, ધન ચોરાઇ જવાથી, અમે અહિંયા

બેઠા છીએ એટલે અમારી પણ બદનામી થશે. અને જૈન ધર્મને પણ લાંછન લાગશે. એમ વિચારીને, મહાત્માએ તે ચોરને ચોરી ત્યાગવાનો ઉપદેશ આપ્યો. પરિણામે ધન ત્યાં જ મૂકીને ચોરે મહાત્મા પાસેથી ચોરી ત્યાગવાના પ્રત્યાખ્યાન લીધા. અને ત્યાં જ બેસી ગયો. સવારે ધનનો સ્વામી આવ્યો. તેણે તાળું તૂટયું દેખી મહાત્માને પૂછ્યું. મહાત્માએ કહ્યું કે આ ધન છે અને આ ચોર છે. અમે તેને ઉપદેશ આપ્યો તેથી તેણે આ તમારું ધન પણ મૂકી દીધું અને હમેશાંને માટે ચોરીનો ત્યાગ કરી દીધો. આ સાંભળીને ધનના સ્વામીએ કહ્યું કે, આપે આ ચોરને ઉપદેશ આપીને આ મારું ધન નથી બચાવ્યું પરન્તુ મારો પ્રાણ બચાવેલ છે. જો મારું તે ધન ચાલ્યું જાત તો મને એટલું બધું દુઃખ થાત કે, હું મરી જ જાત. હું આપનો ખૂબ જ ઉપકાર માનું છું.

આ પ્રમાણે ચોરને ચોરી ત્યાગવાનો ઉપદેશ દેતાં, ચોર પણ પાપથી બચ્યો, ધનનો સ્વામી પણ આર્ત્તધ્યાન કરીને મરતો બચ્યો. ધનને તો સુખદુઃખ થતું નથી, સુખદુઃખ થાય છે તે તેના માલીકને. માટે ચોર પણ પાપથી બચી ગયો તથા ધનનો માલીક પણ દુઃખ, મૃત્યુ તેમ જ આર્ત્તધ્યાનના પાપથી બચી ગયો. આવી સ્થિતિમાં ચોરને ચોરી ત્યાગવાનો જે ઉપદેશ આપવામાં આવ્યો તે ઉપદેશથી ચોરનું પણ હિત થયું અને ધનના સ્વામીનું પણ હિત થયું. બંને ય વ્યક્તિઓ પાપથી બચી. તે શું ખોટું થયું?

આ જ વાત બકરાને મારનારના સંબંધમાં અને બકરાના સંબંધમાં સમજો. મારવાવાળાને ન મારવા માટે જે ઉપદેશ આપવામાં આવ્યો તે ઉપદેશથી મારનારો પાપથી બચ્યો અને બકરાના જીવની પણ રક્ષા થઈ, ને આર્ત્તધ્યાનના પાપથી બચ્યો; તેમાં શું ખોટું થયું?

તેરાપંથી લોકો વ્યભિચારી પુરુષ તથા વ્યભિચારિણી સ્ત્રીનું

ઉદાહરણ આપે છે. અમે આ ઉદાહરણ પણ અનુકૂળ રૂપમાં આપીએ છીએ. માની લ્યો કે, એક વ્યભિચારી પુરુષ, પોતાની કુલટા પ્રેયસી સાથે વ્યભિચાર કરવા માટે જતો હતો. માર્ગમાં મહાત્મા મળ્યા, જેમના ઉપદેશથી તે પુરુષે પરસ્ત્રીગમનનો ત્યાગ કર્યો. પછી તે પુરુષ વ્યભિચારિણી સ્ત્રી પાસે ગયો. તેણે વ્યભિચારિણી સ્ત્રીને મહાત્મા દ્વારા આપવામાં આવેલો ઉપદેશ પણ સંભળાવ્યો અને તેણીને એ પણ કહ્યું કે-મેં મહાત્મા પાસેથી વ્યભિચાર ન કરવાનો નિયમ લીધો છે. આ સાંભળીને વ્યભિચારિણી સ્ત્રીના મનમાં વ્યભિચાર પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થઇ. તેથી તે વ્યભિચારિણી સ્ત્રીએ પણ મહાત્મા પાસે આવીને પરપુરુષ-સેવનનો ત્યાગ કરી લીધો અને સદાચારિણી બની ગઇ.* એટલામાં તે પુરુષની પરિણિત સ્ત્રીએ સાંભળ્યું કે, મારા પતિએ પરદારા-ગમનનો ત્યાગ કરી લીધો છે. એ સાંભળીને તે પણ પ્રસન્ન થતી મહાત્મા પાસે આવી. તેણીએ મહાત્માને કહ્યું કે, આપે મારા પતિને પરસ્ત્રીનો ત્યાગ કરાવ્યો તે આપે મહત્ કૃપા કરી છે. મારા પતિ વ્યભિચારી બની ગયા હતા અને ઘણું કહેતા-સંભળાવતા પણ તેઓ માનતા ન હતા; એટલા માટે હું પણ વ્યભિચારિણી બની જાત, પરંતુ આપની કૃપાથી મારા પતિ સન્માર્ગ પર આવી ગયા, એટલે હું પણ પર-પુરુષ-ગમનનો ત્યાગ કરું છું.

આ પ્રમાણે એક વ્યભિચારી પુરુષને ઉપદેશ દેવાથી, તે પુરુષની પત્ની પણ વ્યભિચારમાં પ્રવૃત્ત થતી બચી ગઇ. તથા વ્યભિચારિણી સ્ત્રીએ પણ વ્યભિચારનો ત્યાગ કર્યો. તો તે શું ખોટું થયું ?

મતલબ એ કે, જેવી રીતે ચોરને ઉપદેશ આપવાથી ચોરનું તથા ધનના સ્વામીનું હિત થયું, તેવી જ રીતે મારવાવાળાને ઉપદેશ

---

* તેરાપંથીઓમાં આ જાતની અનુકૂળ ભાવનાઓ તો થતી જ નથી. તેમની ભાવનાઓ એવી કલુષિત થઇ ગઇ છે કે, તેઓ પ્રતિકૂળ અને પાપની જ કલ્પના કરે છે.

આપવાથી મારવાવાળાનું તથા બકરાનું હિત થયું; તે જ પ્રમાણે વ્યભિચારીને ઉપદેશ આપવાથી વ્યભિચારી પુરુષ, તેની પત્ની તથા વ્યભિચારિણી સ્ત્રી, એ ત્રણેયનું હિત થયું.

( ૩ )

દયાને હૃદયમાંથી દેશવટો દેવા માટે તેરાપંથી લોકો એક આ યુક્તિ (તર્ક) આપે છે કે—

'એક ખાડામાં થોડુંક પાણી છે, જેમાં ઘણી માછલીઓ ભરેલી છે. એક તરસી ભેંસ પાણી પીવા માટે ત્યાં આવી. એક માણસ કે જે ત્યાં ઉભો છે અને ખાડામાં પાણી થોડું તથા માછલી અને દેડકાઓ ખૂબ જ હોવાની વાત જાણે છે. તે જો ભેંસને હાંકે છે તો ભેંસ તરસને લીધે મરી જાય છે. અને જો ન હાંકે તો ખાડામાંની માછલીઓ ભેંસના પગ નીચે કચરાઇને મરી જાય છે: એક તરફ દયા કરવા જતાં, બીજી તરફ હિંસા થાય છે. એથી જ અમે કહીયે છીએ કે જગતમાં તો એવું ચાલ્યા જ કરે છે. માટે આપણે તો ભેંસ પર પણ દયા ન કરવી જોઇએ. તેમજ દેડકા-માછલી પર પણ દયા ન કરવી જોઇએ, પરંતુ મૌન જ રહેવું જોઇએ.'

આ તેરાપંથીઓનો તર્ક છે. તેનો જવાબ અમે આ રૂપમાં આપીયે છીએ કે, જો તે માણસે છાશ અથવા ધોવણ પીવડાવીને ભેંસની તરસ છીપાવી દીધી અને ખાડામાંના દેડકાંઓ તથા માછલીઓને પણ બચાવી દીધાં; તો તો આ ઠીક થયું માનશો ને? તેણે બંનેના ઉપર દયા કરી. તેમાં તો પાપ ન થયું? પરંતુ તેરાપંથી તો છાશ પીવડાવવામાં પણ પાપ માને છે સાધુ સિવાય કોઇને કાંઇપણ દેવામાં કે બચાવવામાં એકાન્ત પાપ માને છે.

( ૪ )

તેરાપંથીઓ કહે છે કે, એક બિલાડી ઉંદરને મારવા ઇચ્છે છે.

જો ઉંદરને બચાવવા માટે બિલાડીને હાંકવામાં આવે છે તો, બિલાડી ભૂખી રહે છે અને તેને અંતરાય પડે છે. એથી જ અમે કહિયે છીએ કે, કોઈને બચાવવામાં ધર્મ કે પુણ્ય નથી.

અમે તેરાપંથીઓની આ કુયુક્તિનો એવો ઉત્તર આપીયે છીએ કે, જો કોઈ માણસે બિલાડીને પણ દૂધ પીવડાવી દીધું અને ઉંદરને પણ બચાવી દીધો, તો શું તેમાં પાપ થયું? બંને ય બચ્યાં છે

(૫)

તેરાપંથી કહે છે કે, એક તરસી ગાય બાંધી રાખવામાં આવેલ હતી. એક માણસે દયા લાવીને, તે ગાયને પાણી પીવા માટે છોડી દીધી. તે ગાય પાણી પીવા ચાલી; પરન્તુ એક બીજા માણસે વિચાર્યું કે, આ ગાય આ તળાવમાં જાય છે. તળાવમાં પાણી બહુ જ થોડું છે, અને દેડકા, માછલીઓ બહુ જ છે. જે ગાયના પગ નીચે છુંદાઈને મરી જશે. એમ વિચારીને તેણે પાણી પીવા માટે જતી ગાયને પાછી હાંકી દીધી, ગાયને પાણી પીવા ન દીધું. આવી રીતે એક માણસે તો ગાયની દયા કરી અને પાણીમાંના દેડકાં તથા માછલીઓની દયા ન કરી, ત્યારે બીજી તરફ બીજા માણસે દેડકાં તથા માછલીઓની દયા કરી અને ગાયને અંતરાય આપી. એક ત્રીજો માણસ પણ ત્યાં ઉભો છે, જેણે દેડકા-માછલીઓની પણ દયા ન કરી તેમજ ગાયને પણ અંતરાય ન આપી, તેને પણ પાણી પીતાં ન રોકી, તો આ ત્રણમાંથી સાચો દયાળુ કોણ કહેવાયો?

આ પ્રમાણે તેઓ ભોળા માણસોને પ્રશ્ન કરે છે. ભોળા માણસો કહી દે છે કે, 'જે શાંત (કાંઈ પણ બોલ્યા વિના) ઉભો રહ્યો, તે સાચો દયાળુ છે.' પરન્તુ અમે આ યુક્તિને બીજા રૂપમાં ઘટાવીએ છીએ.

એક તરસી ગાય બાંધવામાં આવી હતી એક દયાળુ પુરુષને

એવી ખબર ન હતી કે તળાવમાં પાણી થોડું છે અને દેડકાં-માછલીયો મરી જશે; એટલા માટે તેણે ગાયને પાણી પીવા માટે છોડી દીધી. બે માણસોને એ ખબર હતી કે, તળાવમાં પાણી થોડું છે અને દેડકાં-માછલીઓ વધારે છે. અને જો આ તરસી ગાય ત્યાં પાણી પીવા માટે જશે તો દેડકાં-માછલીઓની હિંસા થઈ જશે. આમ જાણતા છતાં, એક માણસ તો ચૂપચાપ ઉભો જ રહ્યો, પરન્તુ બીજા માણસે પોતાના ઘેરથી ધોવણનું અચિત્ત પાણી લાવીને ગાયને પીવડાવ્યું. આ પ્રમાણે તેણે ગાયની પણ દયા કરી અને દેડકાં-માછલીઓની પણ દયા કરી. હવે આ બંને માણસોમાંથી કોણ સારો છે? જે છાનોમાનો ઉભો રહ્યો છે તે દયાળુ છે, કે જેણે ગાયની પણ રક્ષા કરી તથા દેડકાં-માછલીયોની પણ રક્ષા કરી, તે દયાળુ છે? બંનેમાં કાંઈ અંતર છે કે નહિ? બંનેની દયા કરનારને દયાવાન માનશો ને? પરંતુ તેરાપંથી બંનેયને પાપી માને છે!

( ૬ )

તેરાપંથીઓ કહે છે કે, થોડાક માણસો ભૂખ્યા તરસ્યા મૃત્યુ પામી રહ્યા છે. તેઓને ગાજર, મૂળા ખવડાવીને તથા પાણી પીવડાવીને બચાવ્યા, તો તે કેટલું પાપ થયું, કારણ કે ગાજર, મૂળા અને કાચા પાણીમાં અનંતા જીવો છે. બચ્યા તો થોડાક જ માણસો, અને હિંસા થઈ અનંતા જીવોની. આથી જ અમે કહીએ છીએ કે, ભૂખ્યાંને ખવડાવવામાં અને તરસ્યાંને પાણી પાવામાં પાપ છે.'

આ પ્રમાણે તેઓ ગાજર, મૂળા અને પાણીના જીવોની હિંસા આગળ ધરીને ભૂખ્યાં તરસ્યાંને ભોજન પાણી આપવામાં પાપ બતાવે છે. જો કે તેમનો ઉદ્દેશ તો લોકોનાં હ્રદયમાંથી દુઃખી જીવો પ્રત્યેની દયાનો નાશ કરાવવાનો છે, પરન્તુ આ ઉદ્દેશની પૂર્તિ માટે તેઓ આવી જાતની વાતો આગળ મૂકીને લોકોને ભ્રમણામાં નાખે

છે. અમે તેમની આ યુક્તિના ઉત્તરમાં બીજી યુક્તિ આપીયે છીએ, જેમાં ગાજર, મૂળા અથવા પાણીના જીવોની હિંસાનું નામ પણ નથી.

માની લ્યો કે, કેટલાક માણુસો ભૂખ્યા–તરસ્યા મૃત્યુ પામી રહ્યા છે. આ કારણે તેઓ એક બકરાને મારી નાખવાની તૈયારી કરે છે; એટલામાં જ ત્યાંથી એક શ્રાવક નીકળ્યો, જે ગરમ પાણી જ પીતો હતો, કાચું પાણી પીતો ન હતો. તે શ્રાવકે તે માણુસોને પૂછ્યું કે, આ બકરાને કેમ મારી રહ્યા છો ? તે માણુસોએ જવાબ આપ્યો કે, અમે ભૂખ્યા તરસ્યા છીએ માટે. તે શ્રાવક પાસે પુષ્કળ મીઠાઈ વગેરે ખાદ્ય પદાર્થો પણ હતા, અને એક મોટો લોટો હતો, જેમાં ગરમ પાણી ભરેલું હતું. તે શ્રાવકે તે લોકોને મિઠાઇ વગેરે ખવડાવીને તથા તે પાકું (ગરમ) પાણી પીવડાવીને તેમની ભૂખ–તરસનું દુઃખ પણ મટાડી દીધું તથા જે બકરાને મારી નાખવામાં આવનાર હતો તે બકરાને પણ બચાવી લીધો. આ કાર્યમાં તો ગાજર, મૂળા અથવા કાચા પાણીના જીવોની હિંસા ન થઇ, માટે આ પ્રકારના કાર્યને તો પાપ નહિં માનો ને ? તે ભૂખ્યા તરસ્યા લોકોનું તથા બકરાનું દુઃખ મટ્યું, એ તો પાપ ન થયું ને ? આવી સ્થિતિમાં, કોઇ ભૂખ્યા તરસ્યાનું દુઃખ મટાડવાના વિષયમાં પાપ બતાવવા માટે ગાજર, મૂળા અને કાચા પાણીના જીવોની હિંસાનું દૃષ્ટાંત આગળ મૂકવું, એ લોકોને ખરેખર ભ્રમમાં નાખવા માટે જ છે કે બીજું કાંઇ ?

( ૭ )

તેરાપંથીઓ કહે છે કે, ' કોઈ આદમીનું પેટ દુઃખતું હતું, અને તે મરતો હતો. તેનું દુઃખ મટાડવા માટે હોકો પીવડાવ્યો, તેમાં અગ્નિ અને પાણીના જીવોની કેટલી હિંસા થઈ ? એથી જ જીવને બચાવવો અથવા દુઃખ પામતાં જીવનું દુઃખ મટાડવું એ પાપ છે !

અમે તેરાપંથીઓની આ દલીલ બીજા રૂપમાં સન્મુખ રાખીયે છીએ. માનો કે, એક આદમીના પેટમાં જ્યાં સુધી દર્દ થયા કરતું

હતું ત્યાં સુધી તે હોકો પીયા કરતો હતો. જેમાં અગ્નિ, પાણીના જીવોની હિંસા થયા કરતી હતી. કોઈ દયાળુ પુરુષે તે આદમીને એક એવી અચિત્ત દવા આપી કે જેથી તેના પેટનું દુઃખવું મટી ગયું, તે પછી તેણે હોકો પીવાનું છોડી દીધું. આ રીતે તેના પેટનો દુઃખાવો બંધ થઈ ગયો અને અગ્નિ તથા પાણીના જીવોની હિંસા પણ બચી ગઇ, તો આ કામમાં તે દવા આપનાર માણસને પાપ તો ન લાગ્યું ને ?

આ પ્રમાણે, કોઇ માણસ દારૂ પીતો હતો અને ઘણો જ ઉત્પાત કરતો હતો, ઘરનાં માણસોને મારતો–પીટતો હતો તથા બીજા લોકો સાથે ઝઘડા કરતો હતો. એટલું જ નહિં પણ તે ઘર માંહેનું અનાજ પણ દારૂ ખરીદવા માટે વેચી દેતો હતો, જેથી તેનાં ઘરનાં માણસો ભૂખ્યે મરતાં હતાં. આ જોઇને એક દયાળુ માણસ તે દારૂ પીનારા માણસને દૂધ પીવડાવવા લાગ્યો, જેથી તેની દારૂ પીવાની આદત છૂટી ગઇ અને તે પણ પાપથી બચી ગયો, તથા તેનાં ઘરનાં માણસો પણ આર્ત્તધ્યાન વગેરેના પાપથી બચી ગયાં. આ કામમાં તો તે દૂધ પીવડાવીને દારૂ છોડાવનાર માણસને પાપ લાગે છે એમ તો નહિં માનો ને ? જો આ બંને કામોમાં પણ પાપ હોવાનું માનતા હો, તો પછી હોકાથી થનારી હિંસાનું નામ શા માટે લ્યો છો ? લોકોને, અગ્નિ–પાણી આદિ જીવોની હિંસાનું નામ લઇને, ભ્રમમાં શા માટે નાખો છો ? સ્પષ્ટ જ કેમ નથી કહેતા કે, કોઇ દુઃખીનું દુઃખ મટાડવું, તથા કોઇ મૃત્યુ પામતા જીવને બચાવવો એ પાપ છે, પછી ભલેને દુઃખ મટાડવામાં કે બચાવવામાં કોઇ પણ જીવની હિંસા કેમ ન થઇ હોય ! અને અચિત ( નિર્જીવ ) પદાર્થ આપવાથી અથવા નિર્વદ્ય ( પાપ રહિત ) ઉપાય કરવાથી જ કોઈનું દુઃખ કેમ ન મટયું હોય ! અથવા કોઇ મરતો જીવ કેમ ન બચ્યો હોય !

તેરાપંથી સાધુઓ આવા પ્રકારના અનેક તર્કો ઉભા કરે છે,

જેને કુતર્કો કહેવામાં કાંઇ ખોટું નથી. તે બધાનું વર્ણન કે ખંડન ગ્રન્થવૃદ્ધિના ભયથી કરવામાં આવ્યું નથી, પરન્તુ તેમાંના થોડાક જ તર્કોનું અમે વર્ણન કર્યું છે. અને તેરાપંથી સાધુઓના તર્કોનું ખંડન કરનારા તર્કો જ અમે આપ્યા છે. અમે વર્ણવેલા તર્કો ઉપરથી બુદ્ધિમાન વ્યક્તિઓ તે બધા તર્કોની વિરુદ્ધના તર્કોની કલ્પના કરી શકે છે કે જે તેરાપંથી સાધુઓ તરફથી આપવામાં આવે.

અમે અમારા તરફથી જે જે તર્કો ઉપર આપ્યા છે તે તર્કો તેરાપંથીઓને પ્રશ્ન કરવાના રૂપમાં પણ કામમાં લાવી શકાય છે. આમ કરવાથી તેરાપંથીઓની માન્યતાનું નગ્ન રૂપ સામું આવી જ જશે અને એમ ખબર પડી જશે કે, તેરાપંથીઓની માન્યતાનું ખરૂં રૂપ શું છે તથા તેઓ તે ખરા રૂપને છૂપાવવા માટે કેવી કેવી તરકીબો—યુક્તિઓ વગેરેથી કામ લ્યે છે.

નોટ—તેરાપંથીઓના સૈદ્ધાન્તિક ગ્રન્થ—'ભ્રમ-વિધ્વંસન,' 'ભિક્ષુ-યશ રસાયન,' 'અનુકંપા કી ઢાલેં' અને 'બારહ વ્રત કી ઢાલેં' આવા જ પ્રકારના કુતર્કોથી ભરેલા પડયા છે. લોકો દ્વારા તે કુતર્કોનું ખંડન અને વિરોધ થતો દેખીને, તેરાપંથી સંપ્રદાયના કર્ણ-ધારોએ હવે આ પુસ્તકો વેચવાનું અને કોઇને આપવાનું બંધ કરી દીધું છે. આપ તેરાપંથી સાધુઓને આ પુસ્તકોની બાબતમાં પૂછજો અને તે મંગાવવાનો પ્રયત્ન કરજો, ત્યારે આપને અમારા કથન પર વિશ્વાસ આવશે.

**સમાપ્ત.**

# પરિશિષ્ટ નં. ૧

## [ આ ઉદ્ધરણથી તેરાપંથી સંપ્રદાયના સંકુચિત માનસનો પરિચય થશે. ]

## થલીમાં પાંચ દિવસનો પ્રવાસ.

( ૧ )

( લે. શ્રી. ભંવરમલજી સિંઘી 'તરુણ જૈન' નામના માસિક પત્રમાંથી ઉદ્ધૃત. અંક–ડિસેમ્બર ૧૯૪૧ ના લેખનો ઉપયોગી ભાગ )

---

હું તારીખ ૬ નવેમ્બરની રાત્રે લાડનૂ પહોંચ્યો. લાડનૂમાં એક જ દિવસમાં અનેક સંસ્થાઓ જોઇ શકયો અને ઘણા લોકો સાથે ઘણા વિષયો પર ચર્ચા–વિમર્શ કરવાનો પ્રસંગ મળ્યો, તેનું શ્રેય લાડનૂના મારા એ મિત્રોને છે કે જેઓએ પોતાનો સમય આપીને મને કૃતાર્થ કર્યો.

બીજે દિવસે સવારે મારા મિત્ર શ્રી. મૂલચન્દજી વૈદ અને હું પડિહારા ( બીકાનેર ) જવા માટે સુજાનગઢ સ્ટેશન સુધી ઉંટ પર ગયા. ત્યાંથી રેલ્વે દ્વારા દિવસે ૧૦ વાગ્યે પડિહારા પહોંચ્યા. એમ તો પડિહારા જવાનું કોઇ કારણ ન હતું, પરન્તુ તેરાપંથી સંપ્રદાયના આચાર્ય શ્રી. તુલસીરામજી–કે જેમને ખાસ 'પૂજ્યશ્રી' કહેવામાં આવે છે–તે સમયે પડિહારામાં હતા; માટે તેમને મળવાની ઇચ્છા

અમને ત્યાં લઇ ગઈ. પડિહારા સ્ટેશન પર ટ્રેનમાંથી ઉતરતા જ અમને 'પૂજ્યશ્રી'ના દર્શન માટે જતાં યાત્રિઓની દોડધામ દેખાઇ. સ્ટેશનની બહાર જ એક લારી ઉભી હતી, જે પૂજ્યશ્રીના દર્શન અર્થે આવનાર યાત્રીઓને સ્ટેશનેથી ગામમાં લાવવા અને પાછા સ્ટેશને લઇ જવા માટે દરેક ટ્રેનના સમયે સ્ટેશન પર આવતી જતી હતી, એ જ લારીમાં બેસીને અમે, જ્યાં 'પૂજ્યશ્રી' બિરાજતા હતા ત્યાં પહોંચ્યા.

જે વખતે અમે મહારાજ પાસે ગયા તે વખતે તેઓ 'આહાર' માટે જનાર હતા; તેથી સાધારણ પરિચય-આત્મક વાતચિત પછી, અમે પણ તે વખતે પાછા આવી ગયા. આહાર પછી તથા બીજી કોઈ ધાર્મિક ક્રિયા હતી તો તે પછી અમે તેમને મળ્યા. પૂજ્યશ્રીની પાસે એક તરફ સાધુ-સાધ્વી બેઠાં હતાં અને બીજી તરફ દર્શનાર્થી શ્રાવકગણ બેઠા હતા. ત્યારથી માંડીને સાંજના ૩॥ થી ૪ વાગ્યા સુધીનો પોતાનો ઘણો સમય પૂજ્યશ્રીએ મારી સાથે વાતચિત કરવામાં ગાળ્યો, તે માટે હું અહિં તેમનો આભાર માનવાની મારી ફરજ સમજું છું.

આ મુલાકાત સંબંધમાં જો કે ઘણાયે પ્રશ્નો મારી સાથે કરવામાં આવ્યા, એટલા માટે કાંઇક વિસ્તારથી મારા અનુભવો હું વ્યક્ત કરીશ. સૌથી પહેલાં મારે એ કહેવાનું છે કે, હું પૂજ્યશ્રી પાસે એ જોવા માટે ન્હોતો ગયો કે તેઓ તથા તેમના અધીનસ્થ સાધુઓ શાસ્ત્રોક્ત ક્રિયાઓનું પૂરેપૂરૂં પાલન કરે છે કે નહિં ! મારી એવી દૃષ્ટિ જ નથી. મારી પાસે તો સાચા સાધુની પરીક્ષા એ છે જ નહિ! મારે તો જીવન સાથે સંબંધ છે. જીવનને હું જોઉં છું અને જોવાની ચીજ પણ એ જ છે. અને જીવનમાં જો સાધુત્વ આવ્યું તો તે સ્વયં બોલ્યા કરે છે. તેને શાસ્ત્રોનાં વિધિ-વિધાનોની આવશ્યકતા જ કેમ રહે ? પ્રત્યેક માનવ પ્રાણીનું ધ્યેય પોતાના જીવનનો નિરંતર વિકાસ કરવાનું છે-એવો વિકાસ જે બીજાઓના જીવનવિકાસમાં બાધક તો હોતો જ નથી, બલ્કે મદદ કરે છે. આ જીવનવિકાસ એ જ

સાચું સુખ છે. અને સંતોની ભાષામાં 'આત્મકલ્યાણ' છે. પરન્તુ એ સમજવું જરૂરી છે કે સમગ્ર જીવન એક છે, તેના અલગ ટુકડા નથી હોઈ શકતા. એટલા માટે જીવનવિકાસના ધ્યેયની પ્રાપ્તિ સમસ્ત જીવનના વિકાસથી થાય છે. તે માટે આપણામાં જીવનની અંદર અને બહાર–સર્વ જગ્યાએ શુદ્ધિનું વાતાવરણ હોવું જોઈએ. સંયમ, તપ અને ત્યાગ વડે પોતાની શક્તિઓનો વિકાસ કરવો એ જરૂરી તો છે જ, પરન્તુ જો કે વિકસિત શક્તિઓનો ઉપયોગ કરવામાં ન આવે અથવા એ રીતે ઉપયોગ કરવામાં ન આવે કે જેથી જગતનું વધારેમાં વધારે કલ્યાણ થાય, તો તે તપ, ત્યાગ અને સંયમથી કાંઈ લાભ થતો નથી. આવી હાલતમાં તો તેઓ જીવનમાં ઉલટી કૃત્રિમતા પેદા કરે છે. એટલા માટે તપ, ત્યાગ અને સંયમનો ઉપયોગ કેવી રીતે થઈ રહ્યો છે તે જ્યાં સુધી ન જણાય ત્યાં સુધી હું તેને ખાસ મહત્ત્વ આપતો નથી.

આ દૃષ્ટિએ વિચાર કરતાં મેં પડિહારામાં જે કાંઈ જોયું તેથી મને કોઈ સંતોષ મળ્યો નહિ. પૂજ્યશ્રી સાથે જે વાતો થઈ તેમાં વિચારકની જાગૃતિ ન મળી, જીવનવિકાસના ઉમેદવારની જાગરૂક બુદ્ધિ અને ઉદારદિલ પણ ન મળ્યું. અહીં મારો ઉદ્દેશ એ સઘળાય પ્રશ્નોની ચર્ચા કરવાનો નથી કે જે પ્રશ્નો પર પૂજ્યશ્રી સાથે મારે વાતચિત થઈ. હું અહિં માત્ર મારા વિચારો જ પ્રકટ કરીશ, કે જે પૂજ્યશ્રીને મળ્યા બાદ મારા મનમાં ઉત્પન્ન થયા.

જો કોઈ પ્રશ્ન પર શાસ્ત્રને છોડીને તેઓ વિચાર જ ન કરી શકે–કે જે કાંઈ શાસ્ત્રમાં લખ્યું છે અથવા જે કાંઈ લખેલું તેઓ માને છે+ તેમાં કોઈ પણ પ્રકારનું પરિવર્તન કરવું એ તેમને

---

+ શાસ્ત્રોના પાઠનો અર્થ ગમે તે થતો હોય, પરન્તુ તેઓએ જે માની લીધું છે તેને જ તેઓ આગળ લાવે છે; પરન્તુ સૂત્રનો ફલિતાર્થ કે આશય પર વિચાર કરવાની શક્તિ જ નથી. –પ્રકાશક

મંજુર જ નથી, તો પછી ચર્ચાનું પરિણામ શું આવે ? પરિવર્તન કરવું એ તેમની દૃષ્ટિએ ધર્મચ્યૂત બનવા બરોબર છે. 'કોઈ બાબત ભલે ગ્રહણ કરવા યોગ્ય હોય, પરંતુ શાસ્ત્રમાં તેને ગ્રહણ કરવા યોગ્ય છે એવું લખ્યું નથી, માટે તે અગ્રાહ્ય જ છે' મારી સમજણે જીવન-વિકાસ કરનારાઓમાં આવી દૃષ્ટિ ન હોઈ શકે. આવા માણસોને હું શાસ્ત્રો પ્રત્યે સાચા ભલે કહી દઉં, પરંતુ જીવન પ્રત્યે અથવા મનુષ્ય પ્રત્યે તો કદી પણ સાચા ન માની શકું. જે જીવનમાં મને સ્પષ્ટ માનવતાનો વિરોધ દેખાઈ રહ્યો છે અથવા કમમાં કમ માનવતા તરફ ઉપેક્ષા પોષવામાં આવે છે તેઓ લાખ લાખ શાસ્ત્રોનું સમર્થન કરે, તો પણ હું તેમને કદી પણ નિર્દોષ કહી શકું નહિં.

સાધુત્વનો વેશ પહેરી લેવાને કારણે, તે સાધુ સંસાર સાથે પોતાનો કોઈ મતલબ નથી સમજતા, તે દેખી-સાંભળીને તો મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. 'સંસાર-ત્યાગ'નો અર્થ તેમણે એવો કર્યો કે હવે સંસાર પ્રત્યે તેમની કોઈ જવાબદારી જ રહી નથી. તેમનો ઉદ્દેશ તો આત્મકલ્યાણની સાધના કરવાનો છે; અને એ આત્મકલ્યાણ પણ જરા વિચારવાની ચીજ છે, કે જે અન્ય કોઈ પણ ચીજ સાથે મેળ ખાતી નથી. જો બાજુની ઝુંપડીમાં જ એક અનાથ બાળક રુગ્ણાવસ્થાની વેદનાથી પીડાઈ રહ્યો હોય, તો પણ તેઓ—આત્મકલ્યાણી સાધુ તેની સેવા કરવા માટે જઈને પોતાના આત્મકલ્યાણને ખંડિત નથી કરી શકતા; કારણ કે તેમના શાસ્ત્રમાં રોગીની સેવા કરવી એ આત્મકલ્યાણનો રસ્તો નથી બતાવ્યો !

આ જાતની જડબુદ્ધિથી જ્યાં સમસ્ત જીવન-વ્યાપાર ચાલી રહ્યો છે, ત્યાં કઈ સાધુતાની પરીક્ષા કરું ? મેં એમ કહ્યું કે, 'મીલોના વસ્ત્રમાં વધારે હિંસા થાય છે, માટે આપે ખાદી જ પહેરવા જોઈએ.' ત્યારે એવો જવાબ મળ્યો કે, 'અમારા માટે તો બંનેય (વસ્ત્ર) હિંસાથી મુક્ત છે, કેમકે તે અમારે માટે તૈયાર કરવામાં આવ્યાં નથી.' આ

પ્રકારની તેમની બુદ્ધિ પર હાસ્ય આવ્યા વિના રહેતું નથી. × × × રોગી-ઉપચર્યા અને ચિકિત્સામાં તેઓ ધર્મ નથી માનતા, પણ ઔષધિ-ચિકિત્સા તેઓ કરાવે છે.

× × ×

દાનની પણ એવી જ સ્વાર્થપૂર્ણ વિટંબના કરવામાં આવી છે. પંચ મહાવ્રતધારી સાધુને દાન દેવામાં ધર્મ છે અને અન્ય કોઈને પણ આપવામાં ધર્મ નથી, તેને તેઓ કહે છે-'સુપાત્ર દાન'! અને એવા સુપાત્ર તેરાપંથી સાધુઓ સિવાય બીજા કોઈ જ નથી. મેં પૂજ્યશ્રીને પૂછ્યું કે-' જો સત્ય અને અહિંસાની સાધના પર જ પંચ મહાવ્રતોનો આધાર છે, તો એક પ્રાણીને માટે જેટલી અહિંસાપાલનની સંભવિતતા છે તેટલી જો એક માણસ કરે; પછી ભલેને તે પંચ મહાવ્રતોની વ્યાખ્યા ન જાણતો હોય, અમુક પ્રકારનો વેશ ન પહેરતો હોય, અમુક પ્રકારનું અધ્યયન ન કરતો હોય, અમુક પ્રકારની ક્રિયાઓ પણ ન કરતો હોય પરન્તુ તે પોતાનું આખું જીવન 'અહંભાવ'ને નષ્ટ કરીને બીજાની સેવામાં અર્પણ કરતો હોય, તો તે 'સુપાત્ર'ની ગણત્રીમાં આવે કે નહિં? ' આવી શકે છે ' એમ કહેવામાં મહારાજને ખૂબ જ મુશ્કેલી પડી. ખેર, તેમણે એટલું કબુલ તો કરી લીધું તે શું ઓછું છે! આ બધી વાતોથી એ જ માલૂમ પડે છે કે, બુદ્ધિ અને વિચાર માટે ઘણી જ ઓછી શક્તિ આ પ્રકારના સંપ્રદાયવાદીઓમાં રહેલી છે. જ્યાં બુદ્ધિ આટલી સંકુચિત છે, હૃદય આટલું સંકીર્ણ છે, જીવનનું કર્તવ્ય આટલું મર્યાદિત છે, ત્યાં માનવતાને માટે છે જ શું?

દીક્ષા આપતી વખતે પૂજ્યશ્રી દીક્ષા લેનારના વડિલો પાસેથી એક આજ્ઞાપત્ર લ્યે છે. ગત ચાતુર્માસમાં આપેલી દીક્ષાઓના આજ્ઞાપત્રો મારી સામે મૂક્યા. કદાચ એમ બતાવવા માટે કે, છોકરા-છોકરીઓના વડિલોની આજ્ઞા મળ્યા પછી જ દીક્ષા આપવામાં આવે છે. મેં બે ત્રણ આજ્ઞા-પત્રો વાંચ્યા, લગભગ સૌનું એક સરખું જ લખાણ

હતું. આ આજ્ઞાપત્રના છેલ્લા ભાગમાં કેટલાક એવા આશયના શબ્દો છે કે, ' આ હું જે આજ્ઞા આપું છું તેની વિરુદ્ધમાં કદી હું જઈશ નહિ તથા પંચાયત, રાજદરબાર કે બ્રિટીશ સરકારમાં મારો કોઈ જાતનો વાંધો ચાલશે નહિં.' શબ્દ ભલે ગમે તે હોય પરંતુ તેનો ભાવ આ જ પ્રકારનો છે. મને આ વાંચીને ભારે આશ્ચર્ય થયું. જે સામાજિક શક્તિ અને રાજ્યસત્તાને આ સાધુઓ કાંઈ હિસાબમાં ગણતા નથી તેમ તેનું કોઈ મહત્ત્વ જ માનતા નથી, ત્યાં તેમની મદદની ભાવના દર્શાવતા શબ્દો આજ્ઞાપત્રોમાં શા માટે લખાવાય છે? પરંતુ અંદરની દુર્બળતા બહાર આવ્યા વિના રહેતી જ નથી. ક્યાંક કોઈ, સાધુસંસ્થા પર જ રાજ્યની મદદથી સગીર બાળકોના અપહરણ (જેને દીક્ષા કહેવામાં આવે છે.)નો આરોપ ન લગાવી દે! આ ભયના કારણે જ આજ્ઞાપત્ર લેવાની અને તેમાં આ જાતના શબ્દો લખાવવાની જરૂર પડી. મારી મુંઝવણ પર પૂજ્યશ્રીએ જવાબ આપ્યો કે, આ કોઈ ખાસ બાબત નથી. વર્ષોથી આવું જ સ્વરૂપ ચાલ્યું આવે છે. પહેલાં, એક બે વાર આફત આવી ચૂકી છે, માટે આ કામ કરવામાં આવ્યું છે. સાધુઓને માટે, અહિંસાને માનનારાઓ માટે શું આવી આફત આવી શકે છે અને તેથી બચવા માટે હિંસા–શક્તિ પર આશ્રિત એવી રાજ્યસત્તાની અપ્રત્યક્ષ મદદની પણ તેમને શી દરકાર છે? સાધુઓની અહિંસક શક્તિનો આ એક નમુનો છે.

તેરાપંથી સાધુઓને ટપાલ સાથે કોઈ સંબંધ છે કે નહિ એ પ્રશ્ન પણ ઉઠયો. 'તરુણ જૈન'માં આ બાબતમાં પહેલા મેં કાંઈક લખ્યું હતું. તેને જ લઈ આ ચર્ચા ચાલી. આ પ્રશ્નમાં 'તરુણ'ના પાઠકોને પણ રસ પડશે. માટે હું આ વિષયમાં કાંઈક લખું છું. મેં કહ્યું કે– "આપના સાધુઓ પણ જ્યારે ટપાલમાં આવેલા પત્રો વાંચે છે અને તે પર પોતાની સમ્મતિ પણ આપે છે, તો પછી ટપાલ સાથે આપને સંબંધ નથી એમ કેમ માની શકાય? પૂજ્યશ્રીએ કહ્યું : "સાધુઓ માત્ર 'વંદણા'ના પત્રો વાંચે છે, બીજુ કંઈ વાંચતા નથી, એમાં કોઈ

દોષ નથી.” મને જણાયું કે તેમને એથી જ સંતોષ છે કે તેમના નામ પર કોઈ પત્ર આવતો નથી તેમ તેઓ પત્ર લખતા નથી. હા, કોઈ ગૃહસ્થ કોઈ બાબત પૂછે, તો તેનો જવાબ આપવો એ તો તેમની ફરજ છે જ. મેં પૂછ્યું:–આપની મારફત ગૃહસ્થોને મળેલો જવાબ, ગૃહસ્થો દ્વારા દૂર દૂરનાં ગામોમાં વિચરતા સાધુઓ પાસે ટપાલથી તે ગામના શ્રાવકોની મારફત પહોંચાડવામાં આવે છે અને તેનો, ત્યાંના સાધુઓ આપની આજ્ઞા માનીને જ સ્વીકાર કરે છે, તો શું આથી આપ એમ નથી માનતા કે, ટપાલ સાથે આપનો અપ્રત્યક્ષ સંબંધ થઈ જાય છે, પછી ભલે આપ પોતે આપના નામથી પત્ર-વ્યવહાર ન કરતા હો.” આ પરથી પણ જ્યારે તેમણે કહ્યું કે—‘નહિ.’ તે પછી ચર્ચાની જરૂર જ ન રહી. બાબત ગમે તે હોય, માનવી કે ન માનવી તે તેમની મરજીની વાત છે.

આ પછી મેં સાધુઓએ બનાવેલા ચિત્રો દેખ્યા, સુંદર અક્ષર–લેખનના ઉત્કૃષ્ટ નમુના દેખ્યા, તેરાપંથી સંપ્રદાયને માટે પ્રગટ કરવામાં આવેલી પ્રશંસાના સરકારી ગેજેટ જોયાં, સંત અને સતીઓની ભીડ દેખી, શ્રાવકોની ભક્તિ અને સેવાભાવનાનો અતિરેક દેખ્યો, સાધુઓની દિનચર્યા દેખી અને સાંભળી. એમ પણ સાંભળ્યું કે, અમુક સાધુએ ૨૦૦૦ અને અમુકે ૫૦૦૦–૭૦૦૦ શ્લોક યાદ કરી રાખ્યા છે, પરન્તુ મારે તો સાચા સાધુત્વનું દર્શન કરવું હતું આ ચિત્રોમાં, આ ગેજેટમાં, આ આજ્ઞાપત્રોમાં અને આ હજાર હજાર શ્લોકોની રટનામાં સાધુત્વ ક્યાંથી આવે ? જેનો આત્મા આટલો નાનો છે કે, સંસારની વેદનાને જેઓ પોતાની વેદના નથી સમજી શકતા, સંસારની સમસ્યાએ ઉકેલવામાં કોઈ સહકાર નથી આપી શકતા, તેઓનું આત્મકલ્યાણ કેવું ? જો શરીરથી આત્મા અલગ નથી થઈ શકતો, તો સંસાર અને સમાજથી ધર્મ પણ અલગ નથી થઈ શકતો. જેમ આત્માના વિકાસને માટે શરીરનું પોષણ કર્યા વિના કામ ચાલતું નથી તે જ પ્રમાણે ધર્મની સાધના અને વિકાસને માટે

પણ સમાજ અને સંસારની સેવા કરવી જરૂરની છે. સ્વાર્થને છોડીને નિસ્વાર્થતાનો સંબંધ તો સંસાર સાથે રહેલો જ છે. બીજા લોકો નિસ્વાર્થ ભાવથી, સેવા ભાવથી સાધુઓને માટે બધું કરી શકે છે, ભોજન આપે જ છે, વસ્ત્ર આપે જ છે, ઔષધી આપે જ છે, સેવા કરે જ છે, પરન્તુ તેઓ પોતે પોતાના વર્ગની બહાર કોઇને નથી તો ભોજન આપી શકતા, નથી ઔષધિ આપી શકતા, નથી સેવા કરી શકતા; કારણ કે એમ કરવું એ સાધુત્વથી વિરુદ્ધ છે. વિરુદ્ધ શા માટે છે તેનો જવાબ તો શાસ્ત્રો પાસેથી માગવો પડશે.

આ સાધુઓને લક્ષ્યમાં રાખીને જ માનો કે ટોલ્સટૉયે લખ્યું હશે કે–"તેમની પાસે શાસ્ત્રો સિવાય જીવનના પ્રશ્નો ઉકેલવાનો બીજો કોઈ માર્ગ જ નથી. પોતાના શાસ્ત્રો બહારની કોઇ પણ નવી બાબત પર સ્વતંત્રરૂપે વિચાર કરવાની વાત તો દૂર રહી, પરંતુ તેઓ બીજા લોકોના તાજા માનવીય વિચારોને સમજવામાં પણ અસમર્થ બનતા જાય છે. ખાસ બાબત તો એ છે કે, તેઓ જીવનનો સર્વોત્કૃષ્ટ સમય જીવનના નિયમને અર્થાત્ શ્રમ કરવાની આદતને ભૂલવામાં જ ખોઇ નાખે છે અને વગર શ્રમે જ સંસારની ચીજોનો ઉપભોગ કરવાના પોતાને હક્કદાર માને છે. આ રીતે તેઓ બીલકુલ નિષ્કર્મી અને સમાજને માટે હાનિકારક બની જાય છે અને વિચાર કરવાની શક્તિ નાશ પામી જાય છે."

હું જાણું છું કે, સાધુ સમાજની વિરુદ્ધ પોતાના સાચામાં સાચા વિચારો પ્રકટ કરવા તેને પણ એક ગુન્હો માનવામાં આવે છે. એટલા માટે જો મારા આ વિચારો પર સંપ્રદાયાન્ધ અને ધર્માન્ધ લોકો છંછેડાય તો કોઇ તાજુબીની વાત નથી. ધર્મગુરૂ પણ જો મારા આ 'અશાસ્ત્રીય' વિચારો પર રોષે ભરાય તો તેથી મને કોઇ આશ્ચર્ય થશે નહિ. આ વિચારો એવા નથી જ, કે જે શાંતિપૂર્વક પચાવી શકે અને ખાસ કરીને તે વ્યક્તિને માટે કે જેનામાં કોઇ પણ

નવી વસ્તુ પચાવવાની શક્તિ જ નથી રહી. પરંતુ મેં તો મારા વિચારો નિઃસંકોચ અને નીડરતાપૂર્વક પ્રકટ કર્યા છે. એક વાત જરૂર હું સ્પષ્ટ કરી દેવા ઇચ્છું છું કે, મેં તેરાપંથી સંપ્રદાયની આલોચના જરૂર કરી છે, કે જેને હું આજે ધર્મના નામ પર પોષણ મળતું જોઉં છું. જો કે આજે મેં આ વિચારો તેરાપંથી સંપ્રદાયના સાધુજી સાથે થયેલી મુલાકાતના પ્રસંગે પ્રગટ કર્યા છે, પરન્તુ ઓછા વત્તા તફાવત સાથે આ વિચારો આજે સઘળા ફિરકાઓના જૈન સાધુઓને લાગુ પડે છે. કોઈ કદાચ આ વિચારોને ધર્મદ્રોહી અને શાસ્ત્રદ્રોહી કહે; તો તેથી મને દુઃખ નહિ થાય, પરંતુ જો કોઈ તેને એક ખાસ સંપ્રદાયની આલોચના રૂપે માને તો આ રીતે મારા વિચારો તેઓ સમજ્યા નથી એમ માની મને દુઃખ થશે. પડિહારાની મુલાકાત બાબતમાં હાલ તો આટલું જ.

卐

# શ્રી 'ભગ્નહૃદય'ની ચિઠ્ઠી

## (૨)

('તરુણ જૈન' નામક માસિકપત્ર અંક ૧ જાન્યુઆરી ૧૯૪૨માંથી ઉદ્ધૃત)

---

માન્યવર સંપાદકોજી!

ગત ડિસેમ્બરના અંકમાં આપનો 'થલીમાં પાંચ દિવસનો પ્રવાસ' નામનો લેખ વાંચ્યો. વાંચીને તે પર વિચાર કર્યો અને વિચાર કર્યા બાદ આપને આ પત્ર લખું છું. સૌથી પહેલાં તો મારે આપને ઠપકો આપવાનો છે કે, આપે થલી જવાની મને ખબર પણ ન આપી. જો આપની સૂચના મને મળત તો હું પણ જરૂર આપની સાથે આ પાંચ દિવસો સુધી ફરત અને ખાસ કરીને પૂજ્યશ્રી સાથે આપની જે મુલાકાત થઇ તે વખતે હાજર રહેત, જેથી પૂરેપૂરી વાતચિત સાંભળવા પામત. આપે આપના લેખમાં ઘણી બાબતો પર, કદાચ જલ્દી અને સ્થાનાભાવને કારણે, માત્ર સંકેત જ કર્યો છે, જેથી પૂરી વાતચિત જાણવા મને ખૂબ જ ઈંતેજારી રહેલી છે. ખેર, હાલ તો જે કાંઈ આપે આપના લેખમાં લખ્યું છે તેનાથી જ સંતોષ માનવો પડશે. અને જો વધારે વાતો બાકી રહી હોય તો તે ઉપર ફરીથી કોઇ વખતે પ્રકાશ પાડશો ઠીક થશે.

મારો અને મારા બીજા કેટલાક મિત્રોનો પણ એવો ખ્યાલ છે કે, પૂજ્યશ્રી સાથે મુલાકાત કરવા માટે જેટલા જેટલા વિદ્વાનો તેમની પાસે ગયા તેમાંના કોઇએ પણ આટલી સ્પષ્ટતા પૂર્વક પોતાના

વિચારો પ્રકટ ન કર્યાં કે જેટલા વિચારો આપના લેખમાં પ્રકટ કરવામાં આવ્યા છે. હું સમજું છું કે, તમારી સ્પષ્ટતા તથા સચ્ચાઈની તો પૂજ્યજી મહારાજ પર પણ અવશ્ય છાપ પડી હશે. આપના આ લેખથી એક મોટો ફાયદો એ પણ થયો કે, હવે પૂજ્ય શ્રી ભવિષ્યમાં એવું કહેવાનું સાહસ નહિં કરે કે, અમારી પાસે જે જે માણસો આવી ગયા તેમની બધી શંકાઓ અમે દૂર કરી દીધી અને તેઓએ અમારી વાત મંજુર કરી લીધી. અત્યાર સુધી તો પૂજ્ય શ્રી મુલાકાતે આવનાર કોઈ પણ વ્યકિતને આ વાત જરૂર કહ્યા કરતા હતા. કદાચ આપને પણ આ વાત અવશ્ય કહી હશે. આવનાર વ્યકિત પર પોતાનો પ્રભાવ પાડવા માટે જ આમ કહેવામાં આવે છે અને થોડા ઘણા માણસો આ પ્રભાવમાં કેટલીકવાર અંજાઈ પણ જાય છે, કારણ કે દરેકને અંદરના રહસ્યનું જ્ઞાન નથી હોતું. આપે આપની સાચી સલાહ સ્પષ્ટતાપૂર્વક પ્રકટ કરીને જે સાહસનો પરિચય આપ્યો છે તેથી અવશ્ય સમાજની આંખો ખુલશે એવો મને પાકો વિશ્વાસ છે.

* * *

હું આ દાવા સાથે કહી શકું છું કે, થલી પ્રદેશની ભૌતિક અને સાંસ્કૃતિક દૃષ્ટિએ આજે જે સ્થિતિ ઉત્પન્ન થઈ છે, તેનાં કારણોમાં સમાજ પ્રત્યે સાધુસંસ્થાની સંકુચિત મનોવૃત્તિ જ મુખ્ય છે. આ મનોવૃત્તિ ખૂબજ નિરાશાજનક છે. જ્યાં સુધી આવી મનોવૃત્તિ રહેશે ત્યાં સુધી થલી પ્રાંતના માણસોના મગજની સ્થિતિમાં કોઈ સુધારણા થશે નહિં. અને અહિંનાં લોકો માનવતાનું કોઈ મૂલ્ય સમજશે નહિં. જે લોકો કયારેક ક્યારેક આ સાધુઓ પાસે આવે છે ત્યારે તેમની સાથે એવી ઉત્કટ નૈતિકતા અને કષ્ટ સહનનું ચિત્ર ખેંચે છે કે તેઓ આ સાધુની સાચી સ્થિતિ જાણ્યા વગર જ તારીફ કરવા લાગે છે. પોતાના ત્યાગની દરેક વાત એટલી વધારી-વધારીને મુલાકાતીઓને તેઓ કહે છે કે, તેથી ભોળા મનુષ્યો તેમની જાળમાં

સપડાય છે. તે સાધુઓ પોતાના શ્રાવકોના સામાજિક અને લૌકિક કાર્યોથી પોતાને બીલકુલ મુક્ત બતાવે છે, પરંતુ આ બીલકુલ ખોટું છે, કારણ કે દુનિયાનું કોઈ કામ એવું બાકી નથી રહ્યું કે જેની તેઓએ પાપ અને ધર્મમાં વહેંચણી ન કરી હોય ! પાપ અને ધર્મ એવા બે પ્રકારની સૂચિઓમાં સઘળાં કાર્યોનું વર્ગીકરણ કરી દે છે અને રાતદિન એ જ ઉપદેશ આપ્યા કરે છે કે, ધર્મ કરવાનો છે અને પાપ કરવાનું નથી. તેમના ધર્મને માનવતા સાથે કોઈ જાતનો સબંધ નથી, એટલા માટે માનવજાતિની ઉન્નતિના જેટલાં કાર્યો છે તે બધાંય તેમણે પાપની સૂચિમાં મૂકી દીધાં છે. અમારા આ સાધુઓએ શીખવ્યું છે કે, જ્યાં સુધી પોતાની માફક કોઈએ સંસારનો ત્યાગ કરી પંચમહાવ્રત ધારણ કર્યાં નથી ત્યાં સુધી તેની સેવા કરવામાં કે તેને દાન દેવામાં ધર્મ નથી, બલ્કે કર્મ બંધન રૂપ પાપ છે. સમાજના બાલક-બાલિકાઓને માટે શિક્ષાલય કે સ્વાસ્થ્યાલય ખોલવાં તે પણ અમારા સાધુઓના ઉપદેશાનુસાર ધર્મકાર્યોની સૂચિમાં નથી આવતાં. આ રીતે, આ ધર્મ, સમાજ માટે કાંઈ પણ કરતો નથી, બલ્કે કરનારને રોકે છે. વળી આપે ઠીક જ લખ્યું છે કે તેઓ સમાજ દ્વારા પોતાના માટે અનેકવિધ સેવાઓ લેવામાં હરકત માનતા નથી. જો આપ લાગલાગટ ૧૦-૧૫ દિવસ સુધી અમારા સાધુઓની સેવા (!) નો લાભ લ્યો, તો આપને ખબર પડશે કે, જ્યાં પૂજ્યશ્રીની સવારી પહોંચી જાય છે ત્યાં સમાજની આ સેવાના ભાર વડે કેવી હાલત થઈ જાય છે ! માઘ મહોત્સવ અને ચાતુર્માસના દિવસોમાં ગામવાળાઓની હેરાનગતિઓ એટલી વધી જાય છે કે, જેનું કોઈ માપ જ નહિં.

સંપાદકોજી ! મને ખરેખર આપણા સમાજના હજારો સ્ત્રી પુરુષો પર દયા આવે છે કે, જેઓ, વિવેકની આંખો બંધ થઈ જવાને કારણે તેમની જાળમાં ફસાયેલા છે. થલીના ગામોની સાર્વજનિક અને સાંસ્કૃતિક સ્થિતિનું જે દિગ્દર્શન આપે આપના લેખમાં કરાવ્યું છે,

તે વાંચીને શું અમને શરમ નથી આવતી ? અમારું મસ્તક ઝૂકી પડે છે, અમારું યૌવન બળવો પોકારે છે, પરન્તુ શું કરીએ ? સંપાદકજી ! આ બધી યે અમારા આ સાધુઓની કૃપા છે ! જ્યાં તેઓ બિરાજે છે ત્યાં આજુબાજુમાં માઇલો સુધી માનવતાનાં ખેતરો સૂકાઇ જાય છે, કેમ કે તેમનો ઉપદેશ જ એવો છે. અમે જાણીયે છીએ કે, આથી જૈન ધર્મ કલંકિત બની રહ્યો છે, કેમ કે અમારા તરફની જનતા તો એ જ જૈન મૂર્તિઓને વધારે દેખે છે, અને આ બાબતથી પ્રભાવિત પણ થાય છે કે, તેમને માનવાવાળા બધા શ્રેષ્ઠિઓ ( ધનવાન વર્ગ ) છે, લાખો અને કરોડો રૂપિયા કમાય છે. તે સાધુઓ પોતે તો કુટુંબ, ગામ, સમાજ અને દેશના ધર્મને માનતા જ નથી અને તેમના પ્રત્યે કોઇ જવાબદારી પણ સમજતા નથી, પરન્તુ અમને પણ તે સઘળાં કામોમાં એકાન્ત પાપ ને પાપ જ બતાવ્યા કરે છે. ત્યારે આપ જ કહો કે, અમારાં ગામોની, અમારા સમાજની અને અમારા તરફથી દેશની હાલત કઇ રીતે સુધરે ? અમારા બાળકો અને બાલિકાઓમાં બીજા સંસ્કારો કેવી રીતે પડે ? તેમનામાં સમાજ અને દેશની સેવાની મહત્ત્વાકાંક્ષા કઇ રીતે ઉત્પન્ન થાય, કે જ્યારે તેમને એવું જ શીખવવામાં આવે છે કે, જો તમારે તમારું જીવન સફળ કરવું હોય, સાચી ઉન્નતિ કરવી હોય, તો સંસારને છોડો અને અમારી ટોળીમાં સામેલ થઇ જાઓ. સાચે જ, આ ટોળીમાં જતાં જ મનુષ્યને સઘળું સુખ મળી જાય છે. પહેરવા માટે કપડાં મળે છે, અને રાતદિવસ હજારો સ્ત્રી-પુરુષોની સેવા ! આથી વધારે બીજા સુખની કલ્પના જ શી હોઇ શકે છે ? આ જ સુખ, આ જ ' આત્મ-કલ્યાણ ' માટે દર વર્ષે ઉમેદવારોની સંખ્યા વધતી જાય છે તેમ તેમ આ ટોળીની સત્તા પણ વધી રહી છે કે જેણે આપણા આખાયે સમાજને ગુંગળાવી નાખ્યો છે.

આટલું બધું હોવા છતાં પણ, હવે અંદર ને અંદર જ યુવકોમાં અસંતોષનો અગ્નિ પ્રજ્વલી રહ્યો છે. દુનિયા તરફ તેઓ પોતાની

આંખો બંધ નથી કરતા અને જ્યારે દુનિયા તરફ નિહાળે છે ત્યારે દુનિયાની જટિલ સમસ્યાઓ પર વિચાર કરે છે તો એમ કહ્યા વિના નથી રહી શકતા કે, તેમને મળતો ઉપદેશ તેમને 'નાશ' તરફ લઇ જઇ રહ્યો છે. આજના યુવકોને મંદિરોના શણગારો સારાં નથી લાગતાં, તેમ તે સફેદ પોશાકી, રૂઢીગામી, મુફતખોરીની સાદાઇ પણ પસંદ નથી આવતી. તેઓ તો જીવનના પૂજારી છે, માનવતાના ભક્ત છે અને વિશ્વપ્રેમના પ્રેમી છે. આજ આપે જે થલી પ્રાંતમાં નિરાશાનાં વાદળ ઘેરાયેલાં દેખ્યા છે, તેમાં જ થોડાક વર્ષો પછી આપ તે જબરદસ્ત વિચારક્રાન્તિ જુઓ તો કોઇ આશ્ચર્ય નથી, કે જે ક્રાન્તિ વર્ષો સુધી દબાઇ રહેલા વિચારો દ્વારા ઉત્પન્ન થાય છે. 'તરુણ જૈને' એ વર્ષમાં થલીમાં ખૂબ જ સુંદર કાર્ય કર્યું છે, જેનું સાચું મૂલ્ય આજે નહિ સમજી શકાય, પરન્તુ જે દિવસે થલી પ્રદેશની કાયા પલટાશે તે દિવસે માલૂમ પડશે હું 'તરુણ જૈન'ને આ શુભેચ્છા સાથે નવા વર્ષના પ્રારંભમાં અભિનંદન આપું છું.

આપનો–' ભગ્ન હૃદય '

# ચીઠ્ઠી-પત્રી
## (૩)
('તરુણ જૈન' નામક માસિક પત્ર અંક ૩ માર્ચ ૧૯૪૨ માંથી ઉદ્ધૃત)

માન્યવર સંપાદક મહોદય,

હું આપની સેવામાં આ પત્ર પહેલો વહેલો જ મોકલી રહ્યો છું. સૌથી પહેલાં હું આપને મારો થોડોક પરિચય આપી દઉં. હું થલી પ્રાન્તના એક મોટા શહેરનો રહિશ અને દશા-વીશાથી પણ વધીને પચીસા, ત્રીસા ઓસવાલ છું. કદાચ અન્ય લોકોની જેમ આપ પણ પૂછી લેશો કે, હું ક્યા ધર્મને માનનારો છું? પહેલેથી જ કહી દઉં કે, હું આ વખતે જૈન શ્વેતામ્બર પોણા તેરા-પંથી છું. આપ કદાચ આને મશ્કરી સમજશો, પરન્તુ હું આપને સોગંદપૂર્વક કહું છું કે, આપના 'તરુણ' પત્રે અને ખાસ કરીને આપના બે લેખકોએ મારો પા પંથ ધસી નાખ્યો. આપ સમજી ગયા હશો કે, એ લેખોથી મારો મતલબ કોની સાથે છે. આપને માલમ થવું જોઇએ કે, હું જૈન શ્વેતામ્બર તેરાપંથી ધર્મનો કટ્ટર શ્રાવક હતો, પરન્તુ આનપા આ બે ગજબના લેખકોએ હનુમાનજીના પા રામની જેમ મારો પા પંથ કાપી નાખ્યો. મને હવે એવો ભય છે કે, ક્યાંય મારો રહ્યો સહ્યો પંથ પણ ન ઉડી જાય! શ્રી 'ભગ્ન-હૃદય' જીના લેખોને તો હું જેમ તેમ કરીને હજમ કરી ગયો. મેં વિચાર્યું કે, ચાલો, સાધુઓના ક્રિયા-કલાપ અને આચરણ દુરસ્ત ન રહ્યા હોય તો તેમાં કોઇ આશ્ચર્યની બાબત નથી. પંચમ કાળ છે, હુંડ-અવસર્પિણીનો સમય છે, પરન્તુ શ્રી બચ્છરાજજી સિંઘીના લેખોએ તો મારો પથ જ ઉડાવવાનો પ્રારંભ કરી દીધો. હવે તો હું જોઇ રહ્યો છું કે, આ પોણાતેર પણ કાયમ રહેવા મુશ્કેલ બની રહ્યા છે. મને પૂર્ણ વિશ્વાસ હતો કે, અમારા પૂજ્યશ્રી મહારાજ, જે શાસ્ત્ર ફરમાવે છે, તે સોળ આના ઠીક છે અને અક્ષરે અક્ષર સત્ય છે, પરંતુ સિંઘીજીના લેખોએ તો આંખોની પટ્ટી ખોલી દીધી. સંભવતઃ મ્હોંની મુહપત્તી પણ જે હું ક્યારેક ક્યારેક બાંધું છું તે પણ હવે ખતરામાં છે.

અમારા પૂજ્યજી મહારાજ જ્યારે થલી પ્રાંતમાં બિરાજે છે ત્યારે હું તેમની સેવામાં સાથે સાથે રહું. હું હું જોઈ રહ્યો છું કે, જ્યારથી આ શાસ્ત્રોની વાતો 'તરુણ' માં આવવા લાગી છે, ત્યારથી અમારા મોટા સંત આપના 'તરુણ' પત્રની ઈંતેજારીપૂર્વક વાટ જોયા કરે છે. આ બાજુ કેટલાક સમયથી આપના 'તરુણ' પત્રે પણ નખરાપૂર્વક પેશકદમી શરૂ કરી દીધી છે. 'તરુણ' પહોંચતા જ મોટા સંતોની મીટીંગ થાય છે. પૂજ્ય મહારાજ ! પણ વાંચે છે. વાતાવરણમાં કેટલોક ખળભળાટ પણ થાય છે. તે દિવસે મારી સામે જ 'તરુણ'ની વાતો ચાલી રહી હતી. એક અનન્ય ભક્ત અને વિશ્વાસપાત્ર શ્રાવક અરજ કરી રહ્યા હતા કે, મહારાજ, આપ શિક્ષા-પ્રચારમાં પાપ બતાવો છો, પરંતુ શિક્ષાનો સંબંધ હવે આજીવિકા સાથે જોડાયલો છે. માત્ર આપના પાપ બતાવવાથી લોકો શિક્ષણ લેતાં અચકાશે નહિં. જેમ જેમ મનુષ્યો શિક્ષિત થશે તેમ તેમ તેમનામાં તર્ક અને જ્ઞાન વધશે. જ્ઞાન વધવાથી પ્રત્યક્ષ ગણિતથી અસત્ય સાબીત થનારી બાબતોની અક્ષરે અક્ષર સત્યતાની આપની મહોર (છાપ) તૂટયા વગર કેમ રહેશે ? મહારાજે ગંભીર બનીને જવાબ આપ્યો કે, 'આ વિચારવાની વાત થઇ રહી છે.' સંપાદકોજી ! મને તો હવે કાંઈ ને કાંઈ સમાજસુધાર તરફ રીતિ બદલવાની ખાત્રી થઈ રહી છે; ભલે ઉપદેશની શૈલી બદલાવીને, ભલે શ્રાવકો દ્વારા સમાજસુધારણાર્થે કોઇ સંઘ કે સભા સ્થાપીને; અને જો કાંઇ જ ન થાય તો હવે મહાન્ વિનાશ નિકટમાં જ છે. પણ મને વિશ્વાસ થવા લાગ્યો છે કે, આપના 'તરુણ' પત્રની આ પ્રખર હિલચાલ ખાલી નહિં જાય.

× × ×

થલી પ્રાન્તની હિલચાલો સંબંધી આપને કયારેક કાંઇક પૂછવું હોય તો મને પૂછયા કરજો. આપ સંકોચ ન કરશો. મારું હૃદય વિશાળ છે. હું સાફ સાફ વસ્તુ સ્થિતિ જણાવી દઇશ. પ્રસંગોપાત હું પોતે પણ આપને અહિંની ગતિ, વિધિથી વાકેફ કરતો રહીશ.

આપનો—'થલીવાસી'

# પરિશિષ્ટ નં. ૨

## તેરાપંથ અને જૈનપત્ર

[ શ્વે. મૂ. પૂ. સંપ્રદાયના સુપ્રસિદ્ધ સાપ્તાહિક 'જૈન' પત્રના તા. ૮ માર્ચ ૧૯૪૨ પૃષ્ઠ ૧૪૭ પર 'સામાયિક સ્ફૂરણા' નામક લેખનું ઉદ્ધરણ. ]

## ચોપડાજીનો તેરાપંથી ઇતિહાસ

તેરાપંથીની માન્યતાઓ તેમજ આચાર વ્યવહારની બાબતમાં હાલમાં અનુકૂળ તથા પ્રતિકૂળ ચર્ચા આવતી વાંચવામાં આવે છે. કોઇ કોઇ તો એવી અતિશયોકિતઓ તેમજ મિથ્યા સ્તુતિઓ કરે છે કે, બુદ્ધિમાન લોકોને કંટાળો ઉપજ્યા વિના રહેતો નથી અને કોઇ કોઈ વાર એવા આક્ષેપો કરવામાં આવે છે કે, ખરેખર, તેરાપંથીનું સ્વરૂપ શું હશે, તે બાબત જરા પણ પ્રકાશ ન મળે; આવી સ્થિતિમાં વકીલ છોગલમલજી ચોપડા જૈન શ્વેતામ્બર તેરાપંથી સભાના મંત્રીએ છપાવીને પ્રસિદ્ધ કરેલો, આ સભાનો સંક્ષિપ્ત ઇતિહાસ આપણને કેટલેક અંશે ઉપયોગી સિદ્ધ થશે. શ્રીયુત્ ચોપડાજીનો ગૂજરાતી ભાષા પર જોઇએ તેઓ કાબુ નથી, તેથી તેઓ શું કહેવા માગે છે તે કેટલીક જગ્યાઓએ અસ્પષ્ટ બની ગયેલ છે. લગભગ ૮૦ પૃષ્ઠની પુસ્તિકામાં ૬ પૃષ્ઠ ભરાય તેવડું તો શુદ્ધિ પત્રક છે. શ્રી. વકીલ ચોપડાજીનો આશય "તેરાપંથી મતના સિદ્ધાન્તોનું રહસ્ય નહિ સમજી શકવાના કારણે, ઘણા લોકો બીજાઓની નિંદા કરવા માટે તથા ભોળા ભાઇઓને બહેકાવવા માટે, ગંભીર દાર્શનિક તત્ત્વને ઉલટાવીને નિરર્થક કાગળ, શાહી અને સમયનો દુરુપયોગ કરે છે, તે રોકવાનો છે."

તેરાપંથી પોતાને શ્વેતામ્બર જૈનધર્મની શાખાના અનુયાયી કહેવડાવે છે, તેમના વિષયમાં જે ગેરસમજણ થાય છે, તેમના સિદ્ધાન્તોનો અવળો પ્રચાર થતો હોય તો તેનો પ્રતિકાર કરવો એ જૈનધર્મના

પ્રત્યેક અનુયાયીની પ્રથમ ફરજ છે. તેરાપંથીની નિંદા કે બુરાઇ બતાવવી એ એક રીતે તો જૈનધર્મની જ અવહેલના છે, કારણકે જેઓ શાખા-પ્રશાખાના ભેદને નથી જાણતા, તેઓ તેરાપંથને જ જૈનધર્મ માનીને જૈન દર્શનની અવહેલના કરે છે.

વકીલ છોગમલજી ચોપડા કહે છે કે, તેરાપંથ વિરુદ્ધ કેટલીક એવી અસત્ય વાતો ફેલાવે છે કે-'આ મત દયા-દાન રહિત છે' ઘણા માણસોએ આ હકીકત સાંભળી હશે. શ્રીયુત્ ચોપડાજી આ આક્ષેપનો પરિહાર કરવા ઉત્સુક છે, પરન્તુ અમને એ કહેતાં દિલગીરી થાય છે કે વકીલ મહાશય પોતે જ આક્ષેપનો પ્રતિકાર કરવાને બદલે સમર્થન કરતા હોય એમ પ્રતિત થાય છે.

વકીલ મહોદયે રજુ કરેલો એક કલ્પિત પ્રસંગ અહિં વિચારીએ છીએ, કે તેમના પોતાના શબ્દોમાં જ ભૂત દયા સંબંધી પ્રશ્ન અને ઉત્તર બંનેય તપાસીયે.

\+ \+ \+

પ્રશ્ન—એક અનાથ બાલક જતું હોય, તેના પેટમાં કોઈ નરાધમ છૂરી ભોંકી દે, તો દયાધર્મીએ તે વખતે શું કરવું?

ઉત્તરમાં વકીલ છોગમલજી ચોપડા કહે છે કે, જિનાજ્ઞા પ્રમાણે ચાલનારા સાધુસાધ્વી આવે તે વખતે મજકુર અનાથ બાલકને બચાવી શકે નહિં, તેઓ તો ઉપદેશ આપીને ઘાતકને દુષ્કૃત્યથી નિવૃત્ત કરે, નહિ તો જો આ દેખવું અસહ્ય હોય તો તેઓ તે સ્થાનને છોડીને બીજા સ્થાને ચાલ્યા જાય. ઉપદેશથી હિંસકને સમજાવીને દુષ્કૃત્યથી નિવૃત્ત બનાવવો એ વીતરાગપ્રરુપિત ધર્મ છે પરન્તુ બલપ્રયોગ, લાલચ અથવા શરમા-શરમથી બાજે, લાજે, ત્રાજે કરીને બચાવવામાં શ્રી જિનેશ્વરનો ધર્મ નથી. એટલે બલપ્રયોગથી કોઇને કષ્ટ આપીને બચાવી લેવો એમાં શ્રી જિનેશ્વર કથિત ધર્મ નથી."

× × ×

ઉપદેશ આપવા જેટલો અવકાશ ન રહ્યો હોય, અથવા ઉપદેશથી તે ઘાતક સમજે તેમ ન હોય, પરંતુ તે વખતે હિંમત ભરેલો પડકાર કરવા માત્રથી જ જો દુષ્ટ મનુષ્યના ગાત્રો થરથરી જતાં હોય તો પણ માત્ર ઉપદેશ જ સંભળાવવો અને આ દૃશ્ય દેખ્યું જતું ન હોય તો ત્યાંથી ચાલ્યા જવું, ભાગી છૂટવું, તેમાં દયા, અહિંસા અથવા જિનદેવ પ્રરુપિત સિદ્ધાન્તની વાત તો દૂર રહી, પણ મનુષ્યની માનવતા જ ક્યાં રહી! અને જો સાધુ સાધ્વી ન કરી શકે, અથવા મરતા પ્રાણીને બચાવવાની ક્રિયા જો સંસાર–ત્યાગી એવા વિરાગી પણ ન કરી શકે તો તે શ્રાવક શ્રાવિકાથી તો બને જ શી રીતે? પામરતાની આનાથી અધિક મર્યાદા બીજી કઇ હોઇ શકે?

ઘાતકનું ઘાતકીપણું અને નિર્દોષ બાળકની હત્યા એ બધું શુભાશુભ કર્મનું પરિણામ છે, એવું આ વકીલભાઇ પોતાને વ્યવહારના વિષયમાં પણ મનાવવા ઇચ્છે છે, પરંતુ આ તત્ત્વજ્ઞાન, મૂળ ભૂમિકા વગરનું હોવાથી ટકી શકતું નથી, પણ કંગાળ બની જાય છે.

જૈનધર્મના ઉચ્ચતમ સિદ્ધાન્તોનો આ દુરુપયોગ નહિં, તો બીજું શું કહી શકાય? તેરાપંથીની જમાત જો વૃદ્ધિ પામે અથવા જગતભરમાં તેરાપંથની માન્યતા પ્રવર્તી જાય તો સમાજની કેવી સ્થિતિ થાય? કદાચ સમાજ જેવું કાંઈ રહેવા જ ન પામે.

* * *

તેરાપંથના સિદ્ધાન્તના સંબંધમાં ટીકા કરવાના ઉદ્દેશથી અમે આ નથી કહેતા. આજનો યુગધર્મ પ્રત્યેક નાગરિકની પાસેથી નિર્ભયતાની અને સમાજ, કુટુંબ તથા રાષ્ટ્રને માટે વધારેમાં વધારે બલિદાનની માંગણી કરી રહ્યો છે. આવા સમયમાં તેરાપંથના સિદ્ધાન્તનો પ્રચાર બિલકુલ હાસ્યાસ્પદ બને અને જૈન શાસન તથા જૈન સંસ્કૃતિની અવહેલના થાય એવો પૂર્ણ ભય રહે છે.

卐

# પરિશિષ્ટ નં. ૩

## તેરાપંથ અને તેની માન્યતાઓ

લે:-શ્રીમાન્ ચીમનલાલ ચકુભાઈ શાહ,
જે. પી. એમ. એ. એલ. એલ. બી.

સોલીસીટર-ટુ ધી બોમ્બે ગવર્નમેન્ટ
સેક્રેટરી-શ્રી શ્વે. સ્થાનકવાસી જૈન કોન્ફરન્સ.

આપણા સમાજનું સતત હિત ચિન્તવતા એક મુનિરાજે કોન્ફરન્સનું ધ્યાન ખેંચ્યું છે કે, આ વર્ષે તેરાપન્થી સાધુઓ ગુજરાત કાઠીયાવાડમાં ઉતર્યા છે અને કેટલેક સ્થળે ચાતુર્માસ કરી પોતાના પન્થનો પ્રચાર કરે છે. ગુજરાત કાઠીયાવાડમાં તેરાપન્થનું નામનું જ સ્થાન છે, કાઠીયાવાડમાં તો હું જાણું છું ત્યાં સુધી બિલકુલ નથી, જ્યારે ગુજરાતમાં સુરતમાં જ ૨-૪ કુટુમ્બ આ પન્થના અનુયાયી છે.

તેરાપન્થ, સ્થાનકવાસી સમ્પ્રદાયમાંથી લગભગ ૧૭૫ વર્ષ પૂર્વે જુદો પડેલ નવો પન્થ છે. તેનાં સાધુ-સાધ્વીઓ સ્થાનકવાસી સાધુ સાધ્વી જેવો જ પહેરવેશ પહેરે છે, સિવાય કે ધ્યાનપૂર્વક જોવામાં આવે તો ખબર પડે કે તેમની મુંહપત્તિ વિશેષ લાંબી અને પહોળાઇમાં ટુંકી હોય છે. પણ આ હકીકતનો જેને ખ્યાલ ન હોય તેઓ

આ સાધુ-સાધ્વીઓને સ્થાનકવાસી સંપ્રદાયના સાધુ-સાધ્વીઓ જ માને. તેમનો ઉપદેશ પણ ૩૨ સુત્રો ઉપર જ રચાયેલો છે એમ તેમનો દાવો છે અને આચારમાં પણ તેઓ દેખીતી રીતે સ્થાનકવાસી સાધુનાં આચાર પાળે છે. એટલે કોઈ પણ ભમણામાં પડે એવું છે. તો એક સવાલ ઊભો થાય કે તેમનો વિરોધ શા માટે કરવામાં આવે છે?

આપણા સમ્પ્રદાયનાં અગ્રગણ્ય સાધુ મુનિરાજો અને શ્રાવકો જેમનો તેરાપન્થનો પુરતો અંગત અનુભવ છે તેવાઓએ ચેતવણી આપી છે કે, તેરાપન્થી માન્યતાઓ સ્થાનકવાસી સમ્પ્રદાયની માન્યતાઓથી સદંતર વિરોધી છે, એટલું જ નહિ પણ જૈનધર્મના સિદ્ધાંતોથી વિરોધી છે. અને તેરાપન્થી સાધુઓનાં બાહ્ય આચારથી આકર્ષાઈ આપણા ભાઈઓ તેમની માન્યતાઓ તરફ વળશે તો સ્થાનકવાસી સમ્પ્રદાયને અને જૈનધર્મને મોટી હાનિ થવાનો સંભવ છે. એક ભાઈએ મને લખ્યું છે કે આપણાં કેટલાક અનુભવી સાધુ. ઓએ તેરાપન્થ વિષે તેમને કેટલીક વાતો કહી તે કમકમાટી ઉપજાવે તેવી છે.

આ ઉપરથી મારી જિજ્ઞાસા વધી, અને મેં તેરાપન્થ સંબંધે કાંઈક જાણવા પ્રયત્ન કર્યો. આજ અરસામાં મને કેટલાક તેરાપન્થી શ્રાવકોનો પરિચય થયો અને તેમની સાથે લંબાણથી મેં ચર્ચા કરી, તેમજ તેમનું કેટલુંક સાહિત્ય મેળવ્યું. થોડા દિવસ પહેલાં કલકત્તાના શ્રી સિદ્ધરાજજી ઢઢ્ઢા જેઓ કલકત્તાની ઇન્ડીયન મરચન્ટ ચેમ્બરના મન્ત્રી છે તથા તરૂણ જૈનના તન્ત્રી શ્રી ભંવરમલજી સિંઘીને મળવાનો મને પ્રસંગ મળ્યો. કલકત્તાના જૈનોમાં મોટો ભાગ તેરાપન્થી મારવાડીઓનો છે. તેમની રહેણી કરણી, વિચારશ્રેણી, સ્થિતિચુસ્તતા અને અહિંસા સમ્બન્ધેના ખોટા ખ્યાલોની વિગતવાર હકીકતો એ ભાઈઓ પાસેથી મેં સાંભળી.

મારે તેરાપન્થ વિષે લખતાં પહેલાં તેથી પણ વિશેષ માહીતી મેળવવી હતી. એટલે વિશેષ તપાસ કરી તો જણાયું કે પૂજ્ય શ્રી

જવાહરલાલજી મહારાજ સાહેબે 'સદ્ધર્મ મણ્ડન' નામે એક ગ્રન્થ લખ્યો છે જેમાં તેરાપન્થના આચાર્ય જીતમલજીનું લખેલ એક પુસ્તક "ભ્રમ વિધ્વંસન"નું ખણ્ડન કરવામાં આવ્યું છે, તે પુસ્તક મેળવી જોઈ ગયો. તેમાં શાસ્ત્રનાં સંખ્યાબંધ આધારો ટાંકી તેરાપન્થી માન્યતાઓનું સફલ ખણ્ડન કર્યું છે. મારવાડમાં આ સંબંધે ખૂબ વાદવિવાદ થયો હતો અને થાય છે. શ્રી સદ્ધર્મ મણ્ડનની પ્રસ્તાવનામાં તેરાપન્થી માન્યતાઓ સંબંધે કેટલીક હકીકતો લખી છે જે આપણે માની ન શકીએ તેવી છે. કોઈ પણ સમ્પ્રદાય કે વ્યકિત પછી તે જૈન હોય કે અજૈન–એવી માન્યતાઓ ધરાવે એ મને તો અસંભવ લાગ્યું; છતાં તેનાં ઘણાં પુરાવાઓ આપવામાં આવે છે.

આવી માન્યતાઓનાં કેટલાક નમુનાઓ, તે પ્રસ્તાવનામાં આપ્યા છે. દાખલા તરીકે—

(૧) ગાયોથી ભરેલ વાડામાં આગ લાગે અને કોઈ દયાવાન પુરુષ એ વાડાનું દ્વાર ખોલી ગાયોની રક્ષા કરે તેને તેરાપન્થી એકાન્ત પાપ કહે છે.

(૨) ત્રણ મજલા ઉપરથી કોઈ બાલક પડતું હોય તો તેને ઉપરથી પકડી બચાવનાર દયાવાન પુરુષને તેરાપન્થી પાપ કરતો માને છે.

(૩) તેરાપન્થી સાધુઓ સિવાય સંસારમાં સર્વ પ્રાણીઓ 'કુપાત્ર' છે.

આ વસ્તુ વાંચીને મને ઘણું આશ્ચર્ય થયું. આવી માન્યતાઓ ધરાવતા તાત્ત્વિક ભૂમિકા સમજવા હું પ્રયત્ન કરી રહ્યો છું. દુર્ભાગ્યે તેરાપન્થી સાહિત્ય ઘણું ખરૂં મારવાડીમાં છે જે મને મળ્યું નથી. છતાં જે થોડું મલ્યું છે તે તેમજ તેમનાં શ્રાવકો તથા શ્રી સિદ્ધરાજજી ઢડ્ઢા અને શ્રી સિંઘી સાથે મારે જે વાતચીત થઇ તે ઉપરથી તેરાપન્થી સાધુઓનો ઉપદેશ આવા કોઇક માન્યતાઓમાં પરિણમે એમ મને લાગે છે.

× × ×

તેરાપન્થી માન્યતાઓમાં જૈનધર્મની સાચી ભાવનાઓ હોત તો તેનું પ્રતિબિમ્બ આપણે તેરાપન્થી શ્રાવક સમુદાયમાં જોઇ શકત. આપણને જે જોવા મળે છે તે તેથી તદ્દન વિપરીત છે.

ભાઇ શ્રી સિદ્ધરાજજી ઢઢ્ઢા અને શ્રી ભંવરમલજી સિંઘીએ કલકત્તાના તેરાપન્થી સમાજની સ્થિતિ મને વર્ણવી તે ઉપરથી જણાય છે કે, તેઓ અત્યન્ત સ્થિતિચુસ્ત અને જડ છે. સામાજિક કોઈ પણ કાર્યમાં ભાગ ન લે. સમાજ સેવામાં તેઓ ધર્મ માનતા નથી. ગરીબોને મદદ કરવી, ભૂખ્યાને અન્ન આપવું, નિરક્ષરને જ્ઞાન આપવું, દર્દીને તબીબી રાહત આપવી અથવા તેની સારવાર કરવી, સમાજ ઉપયોગી કોઈ પણ કાર્ય કરવું તેમાં તેઓ ધર્મ માનતા નથી. તેમનાં મત મુજબ અને તેરાપંથી માન્યતા મુજબ આ બધાં સાંસારિક કાર્યો છે, જેની પ્રવૃત્તિમાં કર્મ બંધન છે. જેથી સંસાર વધે છે અને તેથી તે મોક્ષમાર્ગ નથી. તેરાપંથીઓ દાનનાં વિરોધી કહેવાય છે તેનું આ કારણ છે.

તેવા જ ખ્યાલો અને માન્યતાઓ જીવદયા અને પ્રાણીરક્ષા સંબંધે છે. કોઈ જીવની રક્ષા કરવી અને તેને બચાવવો તેમાં તેઓ ધર્મ માનતા નથી. આ કથન કદાચ આશ્ચર્યકારક લાગશે તેથી જરા વિસ્તૃત રીતે સમજાવું. દયાના બે પ્રકાર–સ્વદયા અને પરદયા અથવા જીવરક્ષા. તેરાપંથી સ્વદયામાં માને છે એટલે કે પોતે કોઈ જીવની હિંસા કરે નહિ, કરાવે નહિ અથવા કરતાં પ્રત્યે અનુમોદે નહિ. પણ પરદયા અથવા જીવરક્ષામાં નથી માનતા, એટલે કે, કોઈ જીવને મરતાં બચાવવો તેમાં ધર્મ નથી માનતા. તેનો પ્રખ્યાત દાખલો:–બિલાડી ઉંદરને મારવા જતી હોય તો તેઓ અટકાવે નહિ. માણસ મરી જતો હોય તો તેને બચાવવામાં ધર્મ માને નહિ. આવી માન્યતા માટે કારણો ઘણાં દર્શાવવામાં આવે છે. એક તો એમ કહેવામાં આવે છે કે તે માણસ બચશે તો સાંસારિક પ્રવૃત્તિ કરશે, તેને કર્મબન્ધન થશે, જેનો દોષ બચાવનારને લાગશે. સૌ સૌનાં કર્મ પ્રમાણે દરેકનું થાય

છે. તેમાં બીજા કોઇએ વચ્ચે પડવાની જરૂર નથી, વચ્ચે પડવામાં ધર્મ નથી. કદાચ પાપ છે એમ ખુલ્લી રીતે ન કહે.

આવા કારણે તેરાપંથીઓ દયાદાનના વિરોધી કહેવાય છે. આ સિદ્ધાન્તો જૈન ધર્મના સાચા સિદ્ધાન્તો છે એવો તેમનો દાવો છે. આવી માન્યતાઓ બરાબર અમલમાં મૂકાય તો તેનાં કેટલા ભયંકર અને વિપરીત પરિણામો આવે તેની કલ્પના કરવી મુશ્કેલ નથી. તેરાપંથી શ્રાવકો સાથે ચર્ચા કરીએ ત્યારે તેમની માન્યતાઓના આવા પરિણામો આવે તે તેમને કહીએ ત્યારે તેઓ પણ ભડકી બેસે છે. આ પરિણામો સ્વીકારવાની તેમની હિમ્મત નથી. અન્તે " અમે ન જાણીએ, મહારાજજી જાણે " એમ કહીને ઉભા રહેશે. તેરાપંથી સાધુઓ સાથે ચર્ચા કરો ત્યારે ગોળ ગોળ જવાબ આપશે. તેમનામાં પણ તેમની માન્યતાઓનાં અચૂક પરિણામો પ્રકટપણે સ્વીકારવાની હિંમત નથી. ભૂખ્યાને અન્ન આપવમાં ધર્મ નથી, માંદાની માવજત કરવામાં ધર્મ નથી, સમાજ સેવામાં ધર્મ નથી, મરતાં જીવને બચાવવામાં ધર્મ નથી, એવું સ્પષ્ટપણે તેઓ કહેતાં અચકાશે. તેરાપંથી સાધુઓનાં પરિચયમાં આવનાર ભાઇઓને મારી વિનંતિ છે કે તેમની પાસેથી સ્પષ્ટ જવાબ લેજો કે ઉપરની પ્રવૃત્તિઓમાં ધર્મ છે કે પાપ ?

( જૈન પ્રકાશ–તા. ૨૬–૭–૪૧ તથા તા. ૯–૮–૪૧ )

✿

# પરિશિષ્ટ નં. ૪

## તેરાપંથ સંપ્રદાયની દાન-દયા

(લે. શ્રી. બચ્છરાજ સિંઘી-સુજાનગઢ)

('તરુણ જૈન' નામક માસિક પત્રના જાન્યુઆરી ૧૯૪૮ના અંકમાં આપેલ લેખમાંથી ઉધ્ધૃત)

---

(પ્રસ્તુત લેખમાં જૈનશ્વેતાંબર વિભાગના 'તેરાપંથ સંપ્રદાય'ના દાન-દયા સંબંધી સિદ્ધાન્તોની સમીક્ષા કરવામાં આવી છે. નિવૃત્તિ-પ્રવૃત્તિનો જે દૃષ્ટિકોણથી તેરાપંથ સંપ્રદાયે પ્રચાર કર્યો છે અને તેથી સામાજિક તથા માનવીય પ્રગતિમાં જે હાની પહોંચી છે તેનું વિશ્લેષણ આ લેખમાં કરવામાં આવ્યું છે. આ આલોચના સાંપ્રદાયિક વિદ્વેષની ભાવનાથી નથી કરવામાં આવી; વિચાર-પ્રેરણા જ આમાં મુખ્ય છે.

—સંપાદક

તારીખ ૧૩-૫-૪૭ના રોજ જૈનશ્વેતામ્બર તેરાપંથ સંપ્રદાયના આચાર્ય મહારાજ સાથે જૈન શાસ્ત્રોની અસત્ય બાબતો વિષે વાત-ચિત કરવા, હું પડિહારા (બીકાનેર) ગયો હતો, જેનું પૂરું વિવરણ તેરાપંથ યુવક સંઘની સંઘમાલાના પુષ્પ નં. ૮ માં પ્રકાશિત થઈ ચૂક્યું છે. તે વખતે આચાર્ય મહારાજે ફરમાવ્યું હતું કે, 'જૈન શાસ્ત્રોની અસત્ય બાબતો' વિષે અમે તમારી સાથે વાતચિત કરશું નહિં.

'જૈન શાસ્ત્રો કી અસંગત બાતેં' નામના પુસ્તકમાં આપે લખ્યું છે કે, ભૂખ અને તરસથી મરતા પ્રાણીને અન્નપાણીની સહાયતાથી બચાવવો, ગરીબ, દુઃખી અને વિપત્તિગ્રસ્તને સહાય કરવી; અસ્વસ્થ માતાપિતા, પતિ વગેરેની શારીરિક સેવા કરવી, રોગીઓની ચિકિત્સા માટે ઔષધાલય ખોલવાં; કેળવણીના પ્રચારાર્થે વિદ્યાલયોનો પ્રબંધ કરવો વગેરે સંસારની સર્વ પ્રકારની સેવાનાં અને પરોપકારનાં કાર્યો નિસ્વાર્થ ભાવથી કરવા છતાં પણ ગૃહસ્થને એકાન્ત પાપ થાય છે. આપનું આ પ્રકારનું લખાણ માત્ર અમારી તેરાપંથ સંપ્રદાયની માન્યતા ઉપર જ છે. અમારા સિવાય સંસારમાં બીજા કોઈનો પણ આવો સિદ્ધાન્ત નથી. એટલા માટે પહેલાં અમે આ દાન-દયાના વિષય પર આપની સાથે ચર્ચા કરી નિર્ણય કરશું. મેં આચાર્ય મહારાજને કહ્યું કે, 'આપની સાથે હું શાસ્ત્રોની અસત્ય બાબતો પર વાતચિત કરીશ. દાન-દયાના વિવાદ ભર્યા વિષય પર વાત નહિ કરું અને આપની સાથે વાત કરવાનો મારો આ વિષય જ કદી રહ્યો નથી. દાન-દયા બાબતનો વિવાદ તેરાપંથ સંપ્રદાયની શરૂઆતથી જ ઉત્પન્ન થયો છે અને ચાલી આવેલો છે. પોણાબસો વરસ જેટલા લાંબા સમય દરમ્યાન સંવેગી, સ્થાનકવાસી અને તેરાપંથી મુનિ-સમાજમાં આ વિષય પર ઘણું સંઘર્ષણ થતું રહ્યું છે, પરંતુ હજુ સુધી તેનો કોઈ નિર્ણય થઈ શક્યો નથી.'

આજ સુધીમાં મેં મારા કોઈ પણ લેખમાં તેરાપંથી સંપ્રદાયનું નામ લઈને લખ્યું ન હતું કે, તેરાપંથી નિસ્વાર્થ સેવા અને પરોપકારનાં કામો કરવામાં એકાંત પાપ હોવાનું ગૃહસ્થને બતાવે છે; પરંતુ હવે જ્યારે ખુદ આચાર્ય મહારાજે જ મને કહી દીધું છે કે આપનું આ લખાણ કેવળ અમારા તેરાપથ સંપ્રદાયની માન્યતા પર જ છે, કારણ કે અમારા સિવાય અન્ય કોઈનો પણ આવો સિદ્ધાન્ત નથી કે સેવા અને પરોપકારનાં કામો કરવામાં ગૃહસ્થને એકાન્ત પાપ થાય છે. તો આ લેખમાં તેમની સંપ્રદાયનું નામ આપીને જ ચર્ચા કરવી

ઉચિત માની છે. તો સંસારમાં એવો કોઈ ધર્મ નથી કે જે ભૂખ-તરસથી મરતા પ્રાણીને અન્ન પાણીની સહાયતા વડે બચાવવો, દુઃખમાં પડેલાને સહાય કરવી, અસ્વસ્થ માતાપિતા, પતિ વગેરેની શારીરિક સેવા કરવી, રોગીઓની દવા કરાવવી ઇત્યાદિ સંસારનાં સેવા અને પરોપકારનાં કામો ગૃહસ્થ નિસ્વાર્થપણે કરે તો પણ તેને એકાન્ત પાપ બતાવતો હોય; પરન્તુ માત્ર જૈન શ્વેતામ્બર તેરાપંથ ધર્મ જ એક એવો ધર્મ છે કે જે આવાં પરોપકારનાં કામો કરવામાં ગૃહસ્થને એકાન્ત પાપ થવાનું બતાવે છે.

જૈન શ્વેતામ્બર વિભાગનાં વર્તમાન કાળે મુખ્ય ત્રણ સંપ્રદાયો છે. ૧ સંવેગી, ૨ સ્થાનકવાસી અને ૩ તેરાપંથી. તેમની સંખ્યા આ પ્રમાણે બતાવવામાં આવે છે. લગભગ ૫ લાખ સંવેગી, ચાર લાખ સ્થાનકવાસી અને બે લાખ તેરાપંથીઃ આ ત્રણેયનાં શાસ્ત્રો એક છે. જે શાસ્ત્રોથી સંવેગી અને સ્થાનકવાસી બંને સંપ્રદાયના નવ લાખ માણસો આ પરોપકાર તથા સેવાનાં કાર્યોને નિઃસ્વાર્થપણે કરવામાં ગૃહસ્થને પુણ્ય થવાનું બતાવે છે, એ જ શાસ્ત્રોથી આ બે લાખ તેરાપંથીઓ એકાંત પાપ થવાનું બતાવે છે, તો શું આ નવ લાખ માણસો બધાય અભણ અને મૂર્ખ છે કે જેઓ શાસ્ત્રોનાં ખોટા અર્થો કરીને પુણ્ય થવાનું કહે છે કે પછી પુણ્ય બતાવીને ઠગાઈ કરે છે? તેરાપંથીઓ કોઇને મધ્યસ્થ લવાદ તરીકે સ્વીકારી આ વિષય પર તેમની સાથે શાસ્ત્રાર્થ કરી લેવાનો કેમ સ્વીકાર કરતા નથી? જો શાસ્ત્રો ત્રણેયના એક જ છે, આધાર ત્રણેયનો એક જ છે, તો પછી ભય કઈ બાબતનો છે?

સંસારનાં પરોપકાર અને સેવાનાં કાર્યો નિસ્વાર્થે કરવામાં ગૃહસ્થોને એકાંત પાપ નહિં બતાવતાં, તેરાપંથીઓ પુણ્ય હોવાનું બતાવત, તો તો માનવસમાજની વ્યવસ્થામાં કોઇ હાની ન થાત; કારણ કે પુણ્યના લોભે મનુષ્ય પરોપકાર અને સેવાનાં કામોથી વિમુખ ન થાત, પરંતુ

એકાંત પાપ બતાવવું અને પ્રચાર કરીને જનતાના હૃદયમાંથી પરોપકાર અને સેવાના ભાવોનો નાશ કરાવવો એ તો ખરેખર પરોપકારથી વિમુખ બનાવવાનું છે. જ્યાં સમાજ છે ત્યાં નિસ્વાર્થ સેવા અને પરોપકારના ભાવોની આવશ્યકતા હોય છે. સંસારમાં ઘણાં કામો એવાં હોય છે કે આવી પડે છે કે જેમાં નિસ્વાર્થ સેવા અને પરોપકાર કરવાની જરૂરત પડે છે. અને જો આમાં એકાંત પાપ માની લેવામાં આવે કે જે પાપનું પરિણામ દુઃખ ભોગવવાનું છે, તો એવો કોણ મૂર્ખ હશે કે જે બિના સ્વાર્થે આવાં કામોમાં પડીને પોતાને પાપી બનાવે અને પરિણામે દુઃખ ભોગવે? જે કામમાં કોઈ પ્રકારની લાલચ કે સ્વાર્થ હોય છે તેને માટે તો મનુષ્ય દુઃખ ભોગવવાનો પણ સ્વીકાર કરી લેશે, પરંતુ જેમાં કોઇ જાતનો સ્વાર્થ નથી, લાલચ નથી અને કોઇ આકર્ષણ પણ નથી, બલ્કે પાપી બનીને કેવળ દુઃખ જ ભોગવવું પડે તો એવું કામ કોઇ શાને માટે કરે? એટલા માટે તેરાપંથી સંપ્રદાયનું આ સેવા અને પરોપકારનું કાર્ય કરવામાં ગૃહસ્થ ને એકાંત પાપ બતાવવાનું વિધાન એ તો માનવસમાજને ઘણી મોટી હાની પહોંચાડનાર છે.

નિસ્વાર્થ સેવા અને પરોપકારનાં કાર્યો કરવામાં ગૃહસ્થને એકાન્ત પાપ થવાનું કહેવું એ એક એવી માન્યતા છે કે, જે પોતાના અનુયાયીઓ સિવાય બીજાઓને કહેવામાં તેઓ પોતે પણ સંકોચ પામે છે. જ્યારે કોઇ અન્ય ધર્માવલંબી વિદ્વાન (જે તેમની આ માન્યતાથી પૂરા પરિચિત નથી હોતા) તેમની સમક્ષ આવે છે ત્યારે આ પંથના સાધુઓ પોતાની આ માન્યતા બાબત આવેલ વિદ્વાનને ભૂલાવામાં નાખવા સારૂ પોતે જ તેમને કહે છે કે, અમારા પ્રતિસ્પર્ધી માણસો અમને ખોટી રીતે બદનામ કરવા માટે એવું કહે છે કે, તેરાપંથી સાધુઓ પરોપકારનાં કાર્યો કરવામાં ગૃહસ્થને પાપ બતાવે છે. અમે ગૃહસ્થને ક્યારે એવું કહીએ છીએ કે, ભૂખ તૃષાથી મરતાને અન્ન પાણીની સહાયથી ન બચાવવો! દુઃખમાં પડેલાને મદદ ન કરો! અમે

તો કોઈને મના નથી કરતા કે માતા પિતાની સેવા ન કરો; ઉલટું, અમે તો કહીયે છીએ કે, એ તો સંસારમાં ગૃહસ્થનું કર્તવ્ય છે, તેના સંસારનું કામ છે. એવું કહીને આવનાર વ્યક્તિ સન્મુખ પોતાની સફાઈ બતાવીને ભૂલાવામાં નાખે છે. તેમના શબ્દોની ચાલાકીને ન ઓળખનાર વ્યક્તિને તો લાગે છે કે ખરેખર, લોકો આ તેરાપંથી મહાત્માઓને વ્યર્થ બદનામ કરવા માટે જ તેમની માન્યતા વિરુદ્ધ આમ કહેતા જણાય છે. પરન્તુ જે વ્યક્તિ તેમના બોલવાની ચાલાકી કળી જાય છે તે તો સમજી જ જાય છે કે સાચે જ આ તેમની બોલવાની ચાલાકી માત્ર જ છે. મના કરતા તો નથી, પરન્તુ પાપ તો બતાવે છે અને પાપ ન કરવાનો ઉપદેશ તો આપે છે. ક્યારેક ક્યારેક કોઈ સ્પષ્ટ પણ પૂછે છે કે, મહારાજ ! આપ માત્ર આટલું જ કહો કે, સંસારની નિસ્વાર્થ સેવા અને પરોપકારનાં કાર્યો કરવામાં ગૃહસ્થને પાપ થાય કે ધર્મ ? આ બેમાંથી શું થાય? ત્યારે તેમને લાચાર બનીને કહેવું પડે છે કે, થાય છે તો કેવળ પાપ જ, નથી પુણ્ય થતું કે નથી ધર્મ થતો; કારણ કે તેમના પ્રવર્તક સ્વામી ભીખણજીનો આ સિદ્ધાન્ત સ્થાપેલો છે કે, સંસારની સેવા અને પરોપકાર કરવામાં ગૃહસ્થને એકાન્ત પાપ થાય છે.

તે સાધુઓને મળીને આવેલા અન્ય ધર્માવલંબી સારા સારા વિદ્વાનોને મેં એવું કહેતા સાંભળ્યા છે કે, મહારાજને અમે પોતે આ વિષયમાં પૂછ્યું છે અને તેઓ સાફ કહે છે કે, અમે સંસારમાં સેવા અને પરોપકારનાં કામો કરવાની ગૃહસ્થને કદીયે મનાઈ કરતા નથી.

પરન્તુ આવું કહેનારા તેઓની ચતુરાઈને જાણી શક્યા નથી. તેઓ જો તેમના શબ્દો પર બારીક ધ્યાન આપીને વિચાર કરે કે, કોઈ કામ કરવામાં પાપ બતાવવું અને પછી પાપ ન કરવાનો ઉપદેશ આપવો તેનો અર્થ જ શો થયો ? ત્યારે જ તેમની માન્યતાનું ખરૂં સ્વરૂપ મળી રહે છે.

જૈનશાસ્ત્રોમાં પાપ, પુણ્ય અને ધર્મ એ ત્રણેયને જુદા જુદા માનવામાં આવ્યા છે. પાપ એ બૂરાં કામોનું ફળ છે અને પુણ્ય એ સારાં કામોનું ફળ છે તથા ધર્મ એ આત્માને પોતાના આત્મસ્વરૂપમાં સ્થિત કરાવનારી ક્રિયા છે. પાપનું પરિણામ દુઃખ ભોગવવાનું, અને પુણ્યનું પરિણામ ભૌતિક સુખ ભોગવવાનું છે, તથા ધર્મનું પરિણામ કર્મબન્ધનોથી મુક્ત થઇને આત્મિક અનંત સુખ મેળવવાનું છે. પાપ અને પુણ્ય એ બંનેને કર્મનું બંધન માનવામાં આવ્યું છે અને આત્માને પોતાના નિજસ્વરૂપને કર્મબંધનોથી રહિત માનવામાં આવ્યો છે. સાદી રીતે વિચારવામાં આવે તો એ સ્પષ્ટ માલૂમ પડે છે કે, સ્વયં પોતાના માટે હિંસા, અસત્ય, અપહરણ, વ્યભિચારાદિ કુકર્મ કરવાથી પાપ થશે અને સંસારની નિસ્વાર્થ સેવા અને પરોપકાર, કે જેમાં હિંસા, અસત્ય, અપહરણ, વ્યભિચારાદિ કુકર્મ ન હોય બલ્કે શાન્તિ, સુખ અને રક્ષણ કરવામાં આવે, તો તેમાં પુણ્ય થશે અને આત્મિકજ્ઞાન વડે આત્માના નિજ સ્વભાવને ભાવતા થકા, કર્મબંધનોથી વિમુક્ત થવું તે ધર્મ થશે.

તેરાપંથ સંપ્રદાયનું એમ કહેવું છે કે, પહેલી વાત તો એ છે કે, સંસારનું કોઈપણ કામ નિસ્વાર્થ નથી હોતું અને બીજું, હિંસા વિના કોઇ કામ થઇ શકતું જ નથી. માટે સંસારનાં સર્વ કામો કરવામાં માત્ર પાપ ને પાપ જ છે. પોતાના આ કથનના પક્ષમાં નિસ્વાર્થની વ્યાખ્યા કરતાં તેઓ કહે છે કે, સેવા અને પરોપકારનાં કામો કરવામાં તે કામો કરનાર ગૃહસ્થનો પોતાનો સ્વાર્થ ભલે ન હોય, પરંતુ તેના દેશનો, રાષ્ટ્રનો અને છેવટે માનવસમાજનો તો સ્વાર્થ હોય જ છે. સ્વાર્થ શબ્દને ખેંચીને જબરદસ્તીથી તેઓ દેશ, રાષ્ટ્ર અને માનવસમાજ સુધી લઈ જાય છે; અને આમ કહીને તેઓ ભ્રમણામાં નાખે છે; પરંતુ જ્યારે તેમને પૂછવામાં આવે છે કે, આપ ઉપદેશ આપો છો અને લોકોને મુક્તિમાં પહોંચાડવાની પ્રવૃત્તિઓ કરો છો તેમાં પણ મુક્તિ પહોંચવા-પહોંચાડવાનો સ્વાર્થ જ રહેલો છે ને?

ત્યારે તેઓ કહે છે કે, નહિં, મુક્તિનો સ્વાર્થ એ સ્વાર્થ ન ગણાય, તે તો પરમાર્થ છે. તેમનું કરેલું કામ તે બધો પરમાર્થ અને બીજાઓએ કરેલું કામ તે બધો સ્વાર્થ ! આ છે તેમની નિષ્પક્ષ દલીલ. બીજા કોઇએ પણ નિસ્વાર્થની આવી વ્યાખ્યા કરી નથી, બલકે આ વ્યાખ્યા સર્વમાન્ય છે કે, અન્યના સ્વાર્થ માટે અનાસક્તિપૂર્વક પોતાના સ્વાર્થનો ત્યાગ કરવો તેનું નામ નિસ્વાર્થ છે.

તેમનું બીજું કથન એ છે કે, જગતમાં કોઇપણ કામ એવું નથી કે જે હિંસા વગર થઇ શકે, કારણ કે તે કાર્ય કરવામાં પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ કાયના જીવોની હિંસા તો થાય જ છે. જો કે કેટલાંક કામ એવાં પણ હોઇ શકે છે કે જેમાં પૃથ્વી, પાણી આદિ જીવોની હિંસા નથી થતી, તોપણ તેમની આ દલીલ અન્ય જૈનીઓના મગજમાં અવશ્ય ખળભળાટ પેદા કરાવનારી છે. કારણ કે જૈનીઓએ પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુના કણ કણમાં અસંખ્યાત જીવ માની લીધા છે અને સર્વ જીવોની હિંસા કરવામાં પાપ હોવાની સ્થિતિ માની લીધી છે. પછી ભલે તે જીવ પૃથ્વી, પાણીનો હોય કે વનસ્પતિનો હોય, અથવા ભલે તે હાલતાં ચાલતાં કીટ, પતંગથી માંડીને મનુષ્ય સુધીનો જીવ પણ કેમ ન હોય ! આવી સ્થિતિમાં તૃષાથી મૃત્યુ પામતા કોઇ એક જીવને—પાણીના અસંખ્ય જીવો પીવડાવીને, અર્થાત્ પાણીના અસંખ્યાત જીવોનો સંહાર કરાવીને—બચાવવો એ ન્યાયસંગત નથી !

+ + +

જ્યારે તેરાપંથી સંપ્રદાયના આચાર્ય મહારાજ ડુંગરગઢના ચોમાસામાં બિરાજતા હતા, તે સમયની આ વાત છે. ડુંગરગઢના મારા એક મિત્ર મારફત મેં પૂછ્યું હતું કે, એક દુષ્ટ માણસે, ઘરેણું પહેરેલા એક બાળકને એકલું જોઇને, તેને મારી નાખીને, લોભ વશ

તેની પાસેનું બધું પરેણું લઇ લીધું, તો તે દુષ્ટને શું થયું, અને એક નાનું બાળક અગાશીમાંથી નીચે રસ્તા પર પડીને બેહોશ બની ગયું. એક રસ્તે ચાલતા માણસે દયાના ભાવોથી પ્રેરિત થઇને, તે બાળકની સેવા શુશ્રુષા કરીને શુદ્ધિમાં આણ્યું અને તેના વડિલોને સોંપીને તે ચાલ્યો ગયો, તો તે રાહદારીને શું થયું? જવાબમાં આચાર્ય મહારાજે ફરમાવ્યું કે, બંને વ્યક્તિઓને એકાંત પાપ થયું. મારા મિત્રે પૂછ્યું કે, આ બંનેમાંથી વધારે પાપ કોને થયું? તો મહારાજે જણાવ્યું કે, કતલ કરીને મારી નાખનાર દુષ્ટ માણસ કરતાં સેવા કરીને શુદ્ધિમાં લાવનાર રાહદારીને વધારે પાપ થયું. તેણે દયાના ભાવો વડે સેવા ન્હોતી કરી, તે તો તેનો મોહ હતો. આ ઉપરાંત, સેવા કરવામાં તેણે સ્થાવર જીવો (પૃથ્વી, પાણી વગેરે જીવો,) ની હિંસા વધારામાં કરી; સબબ એ કે, મારનાર વ્યક્તિ કરતાં બચાવનાર વ્યક્તિને વધારે પાપ થયું. આ લોકો તો એટલે સુધી કહેવાની હિંમત કરી શકે છે કે, જીવને મારી નાખનારને તો કેવળ એક જ પાપ લાગે છે, પરન્તુ બચાવનારને તો અઢાર પાપ લાગે છે! જેને બચાવવામાં આવે, તે જ્યાં સુધી જીવતો રહે અને પાપ કરતો રહે, ત્યાં સુધી તે બધાં પાપોનો ભાગીદાર બચાવનાર વ્યક્તિને બનવું પડે છે.

આ છે તેરાપંથીઓની માન્યતા! તેરાપંથ સંપ્રદાયના પ્રવર્તક સ્વામી ભીખણજીની સમજણમાં એવું આવ્યું છે કે, નિસ્વાર્થ સાંસારિક સેવા અને પરોપકારનાં કામો કરવામાં ગૃહસ્થને એકાંત પાપ લાગે છે. બસ, આ પરંપરાએ તે લોકો જ્યાં અને ત્યાં પાપ, પાપ ને પાપ જ બતાવે છે. સંસારમાં એવાં અનેક દૃષ્ટાંતો નજરે પડશે કે એક જ વ્યક્તિની ભૂલથી વિશાળ જન સમુદાયનું અહિત અને અનર્થ થઇ જાય છે.

❦